# અનુક્રમણિકા

# પ્રકાશકના બે બોલ.



જાપાન જેવો દેશ, કેળવણી જેવો વિષય, હાલમાં જ જાપાન જઈ આવેલા મે. રા. રા. મણિભાઇ બાલાભાઇ નાણાવટી જેવા સેવાભાવી અને સહૃદય અમલદારે તૈયાર કરાવેલું પુસ્તક, જાપાન વિષે તેમનાં ભાષણોથી જાપાનમય બનેલું વડોદરાનું વાતાવરણ, પુસ્તકાલયોની જ સેવાર્થે સ્થપાયલા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. નો સેવાભાવ, "પુસ્તકાલય" માસિકના ૧૫૦૦ ગ્રાહકોને માસિકના અંક સાથે જ દરેકને એકી વખતે પહોંચાડી શકાય તેની સરળતાવાળી અનુકૂળતા, આ પ્રકારની સવલતોને લઇને "જાપાનની કેળવણી" નામક આ પુસ્તક મંડળ તરફથી "પુસ્તકાલય" ના ગ્રાહકોને વિના મૂલ્યે મળે અને બીજાઓને ૦–૮–૦ની કિમ્મતે સહેલાઇથી મળી શકે તેવી યોજના કરવામાં મંડળ પોતાની ફક્ત ફરજ બજાવે છે. આવી સેવાની સુંદર તક આપવા માટે વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દીવાન અને દરેક હિંદી અભિમાન લઈ શકે તેવી ઇન્ડિયા રિઝર્વ બૅન્કના ડેપ્યુટી ગવર્નરના માનવંતા હોદ્દા ઉપર હાલમાં જ નિમાયલા રાજ્યના માનીતા અને લોકપ્રિય મે. ગ. ગ. મણિલાલ બી. નાણાવટીનો મંડળ તરફથી હું આભાર માનું છું. પુસ્તકાલયમા અપાયલી કેળવણી વિષયક માહિતી અને તેમનો વિદ્વતા અને અનુભવપૂર્ણ ઉપોદ્ઘાત વાંચવાથી જો થોડાંક સ્ત્રી–પુરુષો કેળવણીનું નવીન દ્રષ્ટિબિંદુ સમજી શકશે અને નવીન દ્રષ્ટિ વિચારતાં થઇ જશે તો પુસ્તકના માનવંતા પ્રણેતાએ લીધેલો શ્રમ અને મંડળે કરેલું ખર્ચ જરૂર સાર્થક થશે.

વસો.<br>
તા. ૯–૧–૩૭

મોતીભાઇ ન. અમીન<br>
અધ્યક્ષ—વ્યવસ્થાપક મંડળ;<br>
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા.

# ઉપોદ્‌ઘાત

૧. ચાલુ સૈકાની શરૂઆતમાં જર્મન દેશ એક અનુપમ સુધારક દેશ તરીકે ગણાતો હતો. યુરોપના બીજા દેશો તેની એક પ્રકારની અદેખાઈ કરતા હતા. આ નવીન આગળ આવેલો દેશ જૂના દેશોની સામે, ખાસ કરીને હુન્નરઉદ્યોગમાં આગળ તરી આવતો હતો; અને આગળ જતાં તે શું નહિ કરે એનો ડર બધાને લાગતો હતો. પણ ૧૯૧૪ની લડાઈ પછી તે દેશ પાછળ પડ્યો. જાપાન પણ જર્મની જેવો જ આગળ પડતો દેશ હાલમાં છે. છેલ્લાં ૨૫ વરસથી જાપાન તરફ—અને તેમાં ખાસ કરીને રુસો–જાપાનીસ અને ચીનો–જાપાનીઝ લડાઈ પછી—દુનિયાની દૃષ્ટિ ખેંચાઈ છે. ૧૯૧૪ની લડાઈના પ્રસંગનો લાભ લઈ એ દેશે પૂર્વમાં પોતાની સત્તા તથા વેપાર જમાવ્યાં; અને તેથી જે નવીન પૈસો મેળવ્યો તે વડે પોતાના હુન્નરઉદ્યોગની ખિલવણી વધારી. છેલ્લાં ૫–૬ વરસમાં તો તે ખિલવણીનો ઘણો મોટો વિકાસ થયો; અને તે ખિલવણી એટલા વેગથી વધી કે જે જે જૂના દેશોમાં તેનો માલ જતો હતો તે તે દેશોમાં તેની સામે પ્રતિબંધ મૂકાવા માંડ્યા : તેમાં ખાસ કરીને અમેરિકા, ઈંગ્લંડ અને તેનાં સંસ્થાનોમા આ પ્રતિબંધો સખત જોવામાં આવે છે. હજી પણ દરરોજ જાપાનના માલના પરદેશના વેપારમાં બીજા દેશો તરફથી અનેક જાતની અડચણો પોતાના સ્થાનિક ઉદ્યોગના બચાવ ખાતર મૂકવામાં આવે છે.

૨. કમાન્ડર પેરીએ જાપાનને તોપના ગોળાથી ૧૮૫૪ની સાલમાં પરદેશના વેપાર માટે ઉઘાડ્યું. પાશ્ચાત્ય દેશોએ એ વેપાર સરળતાથી ચાલે એટલા માટે દરિયાઈ જકાતના દરો નીચા રહે એવી જાતના કરારો કર્યા; અને પોતાનું મહત્ત્વ વધે અગર જળવાય તે ખાતર કેટલાક ખાસ હક્કો મેળવ્યા. પણ આ બધી સખ્તાઈનું પરિણામ જાપાન ઉપર જુદું

જ આવ્યું. આ દબાણથી શાંત ન બેસતાં એ દેશે જુદા જ ધોરણે પ્રગતિની શરૂઆત કરી.

૩. આ બનાવ પછી થોડા જ વખતમાં જાપાને પોતાના જૂના રિવાજો છોડ્યા. દેશને સંઘટિત બનાવ્યો, અને રાજાની સત્તા ફરીને સ્થાપી. તેણે રાજ્ય-આશ્રય તળે દેશના આર્થિક અને નૈતિક સુધારા આદર્યા, રાજ્યબંધારણ પણ નવેસર રચ્યું, તથા જૂના નડ કરતા રિવાજો —સામાજિક અને ધાર્મિક—છોડ્યા. તેમાં સારા સંસ્કારો હતા તે જાળવ્યા, અને તે સાથે નક્કી કર્યું કે દેશને જીવાડવો હોય તો પશ્ચિમનાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો, અને તેમાંથી જે સારું અને જરૂરનું હોય તે લેવું. એ હેતુ પૂરો પાડવાને માટે સેંકડો યુવકોને પરદેશ મોકલ્યા, અને હજારો નિષ્ણાતોને પોતાના દેશમાં સલાહ અને મદદ આપવા નોતર્યા. દેશની આર્થિક સ્થિતિ સારી નહોતી, તેમ છતાં તે દેશે આપણી જૂની કહેવત મુજબ પેટે પાટા બાંધીને પણ સુધારાનું કામ આદર્યું. રાજ્યાશ્રય, લોકનો સંપ, તીવ્ર લાગણી, અને સહકારથી દેશની ઉન્નતિ થઈ, અને પરિણામે, એક વખતનો ખેતીપ્રધાન દેશ જગતના આગળ પડતા ઔદ્યોગિક દેશોની કક્ષામાં આવી પહોંચ્યો, અને તેણે જગતને ચકિત કર્યું. પાશ્ચાત્ય દેશોનાં શસ્ત્રોથી તે જ દેશોને જીતવા તેણે શરૂઆત કરી તેણે ઉદ્યોગના દરેક વિભાગમાં લગભગ પૂર્ણતા મેળવી કાપડવણાટનાં, રસાયણો બનાવવાનાં, સ્ટીમરો બાંધવાનાં, યંત્રકામ બનાવવાનાં, એવી રીતે દરેક જાતનાં કારખાનાં તેણે ઉઘાડ્યાં.

૪. હું ગયા એપ્રિલમાં ત્રણ માસ માટે જાપાનની મુસાફરીએ ગયો હતો. તે વખતે ત્યાંનાં ઘણાં કારખાનાં જોવાનો મને પ્રસંગ મળ્યો હતો. તે સાથે તે દેશની કેળવણીની સંસ્થાઓનું અને ત્યાંના સામાજિક જીવનનું પણ કંઈક નિરીક્ષણ મેં કર્યું હતું. તે બધાનો અભ્યાસ કરતાં કેટલીક બાબતો ખાસ ધ્યાનમાં આવી. તે પૈકી એક તે એમની શિક્ષણપદ્ધતિ;

અને તેમાં પણ તેમનું પ્રાથમિક શિક્ષણ. જાપાનીઓ પોતે પણ એમ માને છે કે તેમને પ્રાથમિક શાળાઓમાં જે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે તેથી જ તેમની હાલની ઉન્નતિ થયેલી છે. એ શિક્ષણપદ્ધતિ એટલી સારી છે કે જેથી તેમના ચારિત્ર્યનો પાયો ત્યાં જ નંખાય છે; અને જે ગુણો ત્યાં ઘડવામાં આવે છે, તે જીવનપર્યંત તેમને મદદગાર થાય છે અને જીવનના વિકાસમાં હંમેશાં વધારો કરે છે.

૫. ત્યાંની પ્રાથમિક શાળાઓ જોતાં મને પણ એવો જ ખ્યાલ આવ્યો હતો. શહેર તેમ જ ગામડાંની થોડીઘણી શાળાઓ મેં જોઈ; અને જાપાનીઝો પોતાના શિક્ષણ માટે જે ઉદ્ગારો કાઢે છે તેની મને ખાતરી થઈ. તે સાથે બીજી પણ શાળાઓ જોઈ; જેમકે છોકરા તથા છોકરીઓની માધ્યમિક શાળાઓ, કામદાર વર્ગની શાળાઓ, ઉદ્યોગ-શાળાઓ, વિશ્વવિદ્યાલય, કુમારિકા શાળાઓ, ફૂલ ગોઠવવાની શાળાઓ, વગેરે.

૬. આ બધી શાળાઓની શિક્ષણપદ્ધતિનો પૂરો ખ્યાલ આપવો મુશ્કેલ છે. ખાસ કરીને જાપાનીઝ ભાષા મને નહિ આવડતી હોવાથી તે શિક્ષણનું ખરું રહસ્ય મારાથી સમજી શકાય એમ નહોતું. માત્ર બીજાનાં લખાણોથી પણ પૂરો ખ્યાલ આવે એમ નથી. આવી મુશ્કેલી છતાં એ દેશમાં શિક્ષણનો મુખ્ય આશય શો છે અને તે માટે કેવાં કેવાં સાધનો રાખ્યાં છે તેનો ખ્યાલ સારી રીતે મને મળી શક્યો હોવાથી તેની માહિતી ગુજરાતની જનતા આગળ મૂકવાનો મને વિચાર થયો. ગયે વર્ષે જાપાનીઝ સરકાર તરફથી "A General Survey of Education in Japan" નામનું નાનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે, તેમાં એ દેશમાં કેવા પ્રકારની કેટલી શાળાઓ છે, તેમાં સામાન્ય રીતે કેવા વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે, તેનો લાભ કેટલે દરજ્જે લેવામાં આવે છે, અને તે દેશ શિક્ષણ પાછળ કેટલો ખર્ચ કરે છે તે

માહિતી આપેલી હોવાથી તેનો તરજુમો કરાવી સમાજ આગળ મૂકવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચય પ્રમાણે આ તરજુમો ભાઈ જગમોહનદાસ જગજીવનદાસ મોદી, બી. એ. પાસે તૈયાર કરાવી ગુજરાતી જનતા આગળ મૂકતાં મને આનંદ થાય છે.

૭. આ પુસ્તક વાંચવાથી કેટલીક મુખ્ય વાતો વાંચનારની નજર આગળ આવ્યા વગર રહેશે નહિ. જાપાનનું શિક્ષણ ઘણું જ વિસ્તૃત છે, એટલે કે તેમાં આધુનિક જીવનને માટે–માનસિક અને શારીરિક–અને હરકોઈ સ્થિતિના માણસને માટે જરૂરી શિક્ષણ આપવાનો પ્રબંધ કરેલો છે. એનો પાયો નૈતિક સિદ્ધાંતો ઉપર રચાયેલો છે. આપણા દેશની હાલમાં અપાતી કેળવણીથી કોઈને સંતોષ થતો નથી; અને તેમાં ફેરફાર કરવા માટે અનેક તરેહની સૂચનાઓ દેશ આગળ આવે છે. ઘણી વખતે દોષ વિશ્વવિદ્યાલયને દેવામાં આવે છે કે તે ખોટા આદર્શો કેળવણી માટે રજૂ કરે છે, કોઈ શિક્ષકોની કેળવણીનો દોષ બતાવે છે, અને કોઈ કેળવણીની દૃષ્ટિ જ ટૂંકી છે એમ જણાવે છે. આ અસંતોષનું મુખ્ય કારણ એ છે કે દેશની શાળાઓમાંથી નિકળતા યુવકોમાં કોઈને શ્રદ્ધા બેસતી નથી. તેમનામાં દૃઢ ચારિત્ર્ય જોઈએ તે નથી. શરીરે મજબૂત નથી. કામ કરવામાં મહેનતુ નથી. આચારમાં વિનય અને વિવેક નથી. તેમનામાં દેશની ઉચ્ચ ભાવનાઓ નથી. આવી રીતે દરેક માણસ પોતાના જુદા જુદા દૃષ્ટિબિંદુથી અનેક ખોડો બતાવે છે. એકંદરે દેશના કેળવાયેલા વર્ગને માટે સારો અભિપ્રાય ધરાવતા કોઈ ભાગ્યે જ માલૂમ પડશે.

૮. આ અસંતોષનું મુખ્ય કારણ એ જણાય છે કે આપણે હાલમાં બે જુદી સંસ્કૃતિઓના વહેણોમાં તણાયા જઈએ છીએ. પૂર્વના સંસ્કારો (કુટુંબ, ન્યાતજાત, મહાજન, ધર્મ અને રાજ્યને લગતા) તૂટતા જાય છે, અને પશ્ચિમના જીવનના સિદ્ધાંતો આપણે સારી રીતે સમજી શક્યા નથી, તેમ આચરણમાં લાવી શક્યા નથી. તે સાથે ત્યાંના આચાર-

વિચારમાં રહેલું વ્યક્તિસ્વાતંત્ર્ય અને તેને અંગેનું દૃઢ ચારિત્ર્ય તેનો ખ્યાલ આપણને આવ્યો નથી. આપણે આપણા સામાજિક જીવનને પાશ્ચાત્ય સિદ્ધાંતો પ્રમાણેનું જીવન બંધબેસતું કરી શક્યા નથી. વળી દુનિયામાં ઘણા જ ફેરફારો મોટા વેગથી ચાલ્યા કરે છે. એક વખતનો વ્યક્તિવાદ જે આપણા આગળ મૂકવામાં આવ્યો હતો તે મરતો જાય છે; અને તેની જગ્યાએ રાષ્ટ્રવાદ અને તેમાં પણ સમાજવાદ સ્થાન મેળવતો જાય છે. આ બધા વાદોનો પડઘો થોડેઘણે અંશે આપણા દેશમાં પણ જોવામાં આવે છે; અને તેને પરિણામે, લોકોના મનમાં અનેક તરેહના તર્કો વધતા જાય છે; અને દેશમાં માનસિક અંધાધૂંધી આવતી હોય એમ જણાય છે.

૯. આવા કટોકટીના પ્રસંગે એક નાનો દેશ પોતે પોતાનુ જીવનબળ કેળવણીની સંસ્થાઓ મારફતે કેવી રીતે સંઘટિત કરે છે અને આગળ વધારે છે તેનો અભ્યાસ કરવાથી આપણને આપણી સ્થિતિનો મારો ખ્યાલ આવે છે; અને તે ઉપરથી આપણે પણ આપણી સંસ્થાઓ કેવી રીતે રચવી એ આપણને સમજાય છે. આ મુખ્ય આશયથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું મને ઉચિત લાગ્યું છે; અને આશા છે કે તેનો હેતુ કંઈક અંશે ફળીભૂત થશે, અને આપણને આપણી પ્રગતિમા તે માર્ગદર્શક બનશે.

હવે આપણે જાપાનની કેળવણીની સંસ્થાઓનું કંઈક નિરીક્ષણ કરીએ, અને કયા ઉદ્દેશને અનુસરીને તે રચાયેલી છે તે તપાસીએ.

૧૦. જાપાનમાં કેળવણીની શરૂઆત ત્રણથી પાંચ વરસનાં બચ્ચાં માટેની બાલોદ્યાન શાળાઓથી થાય છે. તે શાળાઓ ત્યાં ઘણી નથી; તેમ જ તેમાં બાળકોને મોકલવાનું ફરજિયાત નથી. તે પછી પ્રાથમિક શિક્ષણ ૭ વર્ષ માટે ફરજિયાત છે. ફરજિયાત શિક્ષણ પૂરું થયા પછી વધુ શિક્ષણ માટે તે જ શાળામાં છોકરાછોકરીઓને જરૂરનું એકબે વર્ષનું વધુ શિક્ષણ મળી શકે છે. જે છોકરા ગામબહાર બીજે વધુ શિક્ષણને માટે જઈ શકે એમ ન હોય તેમને માટે આ શિક્ષણ યોજવામાં

આવ્યુ છે, અને તેનો લાભ ઘણાં છોકરા લે છે.

પ્રાથમિક શિક્ષણ પૂરૂ કરી કારખાનાંમાં કામ કરતા કે બીજે કામકાજ કરતાં સ્ત્રીપુરુષોને રાત્રિશાળાઓમાં વગર લવાજમ આપે શિક્ષણ લેવાની યોજના કરી આપેલી છે, એટલે કામકાજ કરતાં કરતાં જેમને વધારે શિક્ષણ લેવાની જિજ્ઞાસા હોય તેમને દરેક તરેહનો અવકાશ આપવામાં આવેલો છે–પછી તે કારખાનામાં રહેતાં હોય અગર ન રહેતાં હોય તે પછીને માટે હાયરસ્કૂલને ધોરણે વેપાર, સામાન્ય જ્ઞાન, ઉદ્યોગધધા, અને હુન્નરકળાની સસ્થાઓ છે વળી કૉલેજો અને ઉદ્યોગસસ્થાઓ પણ યોજેલી છે આ સસ્થાઓમા શિક્ષણ ઘણું જ વ્યવહારુ અને જીવનને ઉપયોગી આપવામાં આવે છે.

આ ઉપરાંત વૈજ્ઞાનિક સશોધન ( ScientificResearch ) માટે કૉલેજોમાં વ્યવસ્થા કરેલી છે, તેમ જ એવી જુદી સસ્થાઓ પણ ઉઘાડેલી છે આ બધાં સ્થળોએ વિજ્ઞાનનુ સશોધન ચાલુ રહે છે અને આ કામ કરનારને દરેક રીતે ઉત્તેજન મળે છે

પરભાષા જૂનો ઇતિહાસ, સશોધન, જાપાનીઝ સામાજિક બંધારણ, ધર્મ વગેરેનું સશોધન, વગેરે માટેની સસ્થાઓ પણ સ્થપાયેલી છે

તે ઉપરાત નવીન પદ્ધતિના શિક્ષણને અંગે સેકડો વિદ્યાર્થીઓને હજુ પણ યુરોપ–અમેરિકા દેશોમા રાજ્ય તરફથી મોકલવામાં આવે છે.

ફરજિયાત સિવાયની શાળાઓની અંદર પણ ઓછું અગર અમુક ભાગનુ અગર અમુક વિષયનુ શિક્ષણ લેવુ હોય તો તે માટે પણ સવડ રાખેલી છે

૧૧ આ સામાન્ય વર્ણન ઉપરાંત આ શિક્ષણમાં કેટલી વિશિષ્ટતા છે તે આપણે ખાસ જાણવાની જરૂર છે

**નૈતિક શિક્ષણ :** જાપાનીઝ લોકોને ઘણાં વર્ષના અનુભવ પછી એમ માલૂમ પડ્યું છે કે પાશ્ચાત્ય શિક્ષણનું માત્ર અનુકરણ એ તેમના સામાજિક જીવનને બંધ બેસતું નથી; માટે જે શિક્ષણ આપવામાં આવે તે દેશના રીતરિવાજો અને સંસ્કારોને અનુસરતું હોવું જોઈએ. એ ઇરાદાથી જાપાનીઝ સરકારે શિક્ષણનો હેતુ નક્કી કર્યો છે કે એ મારફત પ્રજાનું અમુક જાતનું માનસ તૈયાર કરવું; અને તે માનસ કઈ જાતનું તૈયાર કરવું તે શહેનશાહી ઢંઢેરાથી નક્કી કરવામાં આવ્યું છે. આ ઢંઢેરો નીચે મુજબનો છે :—

ઈ. સ. ૧૮૯૦ના ઑકટોબર મહિનામાં બહાર પાડેલો

## શાહેનશાહી ઢંઢેરો

***પ્રજાજનો, ચોક્કસ જાણજો કે :-***

આપણા ભૂતપૂર્વ શહેનશાહોએ અમર અને વિશાળ સિદ્ધાંતો ઉપર આપણા સામ્રાજ્યનો પાયો રચ્યો છે, અને નિશ્ચયબળ વડે સદ્‌ગુણોનાં મૂળ ઘણાં ઊંડાં રોપ્યાં છે; પિતૃભક્તિ વડે સદાયે સંપીને રહેતી અમારી પ્રજાએ એ સદ્‌ગુણોનાં સુંદર દષ્ટાંતો યુગે યુગે પૂરાં પાડ્યાં છે. એ સદ્‌ગુણોમાં જ આપણા સામ્રાજ્યનું ગૌરવ છે. એમાં જ આપણી કેળવણીનો પાયો છે.

પ્રજાજનો, તમારા પિતૃઓ અને માબાપ તરફ ભક્તિભાવ રાખજો; તમારાં ભાઈબહેનો સાથે મયાળુ થજો; પતિપત્ની તરીકે એકદિલથી સંપીને રહેજો; મિત્રો પ્રત્યે એકનિષ્ઠા રાખજો; વિનયી અને વિવેકી થજો; સર્વ સાથે ભલાઈ રાખજો; જ્ઞાનનો સંચય કરજો તથા કલાનો અભ્યાસ કરજો અને એ રીતે તમારી બુદ્ધિશક્તિ તથા સદાચારનું બળ કેળવજો; પ્રજાનું હિત વધારજો તથા પ્રજા-કલ્યાણમાં તત્પર રહેજો; રાજ્યબંધારણ માટે માન રાખજો;

કાયદાઓનું પાલન કરજો; વિપત્તિના સમયે રાજ્યને માટે વીરતાથી પ્રાણ આપવા તૈયાર રહેજો; અને છેવટે સ્વર્ગ અને પૃથ્વી સાથે એકસરખો સંબંધ ધરાવતા આપણા શહેનશાહના રાજ્યાસનની સમૃદ્ધિનું રક્ષણ કરવા અને તેને નિશ્ચલ બનાવવા કોઈ પણ ભોગે તૈયાર રહેજો આમ જ તમે અમારી વફાદાર અને ભલી પ્રજા બની શકશો, તેમ જ તમારા પિતૃઓની ઉચ્ચ પ્રણાલિકાઓની કીર્તિ વધારી શકશો

આપણા ભૂતપૂર્વ શહેનશાહો આપણી કેળવણીનો માર્ગ સૂચવી ગયા છે, અને એ જ આપણને એમના તરફથી મળેલો કીમતી વારસો છે તેમના વશજોએ અને સમગ્ર પ્રજાએ એ માર્ગને જ અનુસરવું જોઈએ, કારણ કે એ માર્ગ યુગે યુગે અને સ્થળે સ્થળે સત્ય અને સચોટ નિવડ્યો છે.

પ્રજાજનો, તમારે અને અમારે શ્રદ્ધાપૂર્વક એ જ માર્ગનું અનુસરણ કરવુ એવી અમારી ખાસ ઇચ્છા છે. એમ કરવાથી જ આપણે એમના જેવા સદ્ગુણી બની શકીશું

( શહેનશાહ મિજીના ૨૩મા વર્ષના ૧૦મા મહિનાનો ૩૦મો દિવસ )

[ શહેનશાહની સહી અને સિક્કો ]

ઉપરનો ઢંઢેરો બહાર પડયો તે પહેલાં જાપાન અંધાધૂંધીમાંથી પસાર થતું હતુ. જાપાને પાશ્ચાત્ય દેશોની પ્રગતિથી આકર્ષાઈ એનાં શાસ્ત્રો, કેળવણી, રીતરિવાજો, વગેરેનું અનુકરણ કર્યું હતું, પણ તેનું પરિણામ સારુ આવ્યુ નહોતું. દેશમાં ખર્ચાળ રિવાજો અને નિરંકુશ વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના વધતાં હતા અને તેને કારણે દેશના વિચારકોને દેશના ભાવિ માટે ઘણી ચિંતા થતી હતી. છતાં પણ તે વખતે જાપાનમાં કેટલોક વર્ગ એમ માનતો હતો કે જાપાનનું જે કંઇ જૂનુ હોય તે તજી

દઈ સર્વ બાબતોમાં પાશ્ચાત્ય દેશોનું પૂરેપૂરું અનુકરણ કરવું. બીજો એવો પણ વર્ગ જાપાનમાં તે વખતે અસ્તિત્વ ધરાવતો હતો કે જે કંઈ જાપાનનું હોય – પછી તે ગમે તેવું હોય તોપણ – તેનો સ્વીકાર કરી બીજા દેશો પાસેથી કંઈ જ લેવું નહિ. દેશના સદાચારની બાબતમાં પણ આવી જ અંધાધૂંધી હતી. કેટલાક કહેતા કે નીતિશાસ્ત્રો ઉપર જ સદાચારની ઇમારત ચણવી જોઈએ, ત્યારે બીજા કેટલાકનો મત હતો કે સદાચારના પાયારૂપ કન્ફ્યુશિયન, બૌદ્ધ, કે ખ્રિસ્તી ધર્મને સ્વીકારવો જોઈએ. આથી શાળામાં સદાચારની કેળવણી સંબંધી કંઈ જ વ્યવસ્થા નહોતી. આવી મુઝવણભરેલી સ્થિતિમાંથી દેશને દોરવણી આપવા માટે જાપાનના સ્વર્ગસ્થ નામદાર શહેનશાહ મિજીએ તે વખતના મુખ્ય પ્રધાનને અને તે વખતના કેળવણીના પ્રધાનને બોલાવીને ઉપર પ્રમાણે ઢંઢેરો જાહેર કરવા તથા તેનો અમલ કરવા આજ્ઞા ફરમાવી હતી.

ઢંઢેરો જોતાં માલૂમ પડશે કે બૌદ્ધ ધર્મના જે સર્વમાન્ય સિદ્ધાંતો છે તેને અનુસરીને એ રચાયેલો છે. હિંદુસ્તાનના ધર્મસિદ્ધાંતોમાં પણ આ જ બાબતો ઉપર ખાસ ભાર દેવામા આવે છે. શરૂઆતમાં પાશ્ચાત્ય દેશોને ધોરણે કેળવણીની સંસ્થાઓ રચવામાં આવી હતી; પણ તે શિક્ષણ દેશની સ્થિતિને બંધબેસતું નહિ આવવાથી રાજ્યને શિક્ષણના આશયો આ ઢંઢેરા મારફત નક્કી કરવાની ફરજ પડી હતી. આ ઢંઢેરો દરેક પ્રાથમિક શાળામાં દરરોજ છોકરાંને ૭ વર્ષ સુધી વાંચી બતાવવામાં આવે છે. પરિણામે, તેમાં ઉપદેશેલા આદેશો બાળકોના પછીના જીવનમાં હંમેશાં રહ્યા કરે છે.

૧૨. આપણે અહીંયાંના શિક્ષણમાં આવું કંઈ માર્ગદર્શક છે જ નહિ. આપણા શિક્ષણનો મુખ્ય હેતુ શો છે તે આપણને કોઈ સમજાવી શકે એમ નથી. પ્રાથમિક શિક્ષણથી માત્ર લખતાંવાંચતાં અને થોડા હિસાબ કરતાં આવડે એ જ ઇરાદાથી તેની રચના કરવામાં આવી છે. પરંતુ

જાપાનમાં તેમ નથી. જાપાનીઝ પ્રજા એમ માને છે કે શિક્ષણથી ગમે તેટલો બુદ્ધિનો વિકાસ થાય પણ જ્યાંસુધી શિક્ષણનો પાયો નીતિ ઉપર ન રચાય ત્યાંસુધી જીવન ખરેખરું રંગીન અને સંસ્કારી થઈ શકે નહિ એ લોકોની એ માન્યતા એટલી તીવ્ર છે કે નૈતિક બળ ખિલવવાની બાબતમાં સીમા જ નથી, એટલે અમુક શાળા છોડી એટલે તે શિક્ષણ પૂરું થયું એમ તે માનતા જ નથી જગતના ગુંચવણભરેલા જીવનમાં સફળ થવાને માટે બુદ્ધિ કરતા નૈતિક બળ વધારે ઉપયોગી છે, અને તે બળ તો દરેક માણસે હરરોજ ખિલવવું જોઈએ. તે ખિલવવામાં આવે તો જ દેશની સંસ્કૃતિ સ્થાયી રહે અને દેશની આબાદી ટકી રહે એટલા માટે હરેક પ્રકારની શાળાઓમાં – પછી તે સામાન્ય પ્રકારની હોય કે વિજ્ઞાન શિખવવાની હોય તોપણ – શહેનશાહી ફરમાનમાં જે શિક્ષણના આદેશો બતાવવામાં આવ્યા છે તેની છાપ પાડવા ઉપરાંત નૈતિક શિક્ષણ દર અઠવાડિયે એક અગર બે કલાક આપવામા આવે છે. દાખલા તરીકે, એક મોટી હુન્નર-ઉદ્યોગ શાળામાં ( Kiryu Technical College )માં છોકરાઓનું નૈતિક શિક્ષણ કેવી જાતનું રાખવુ તે તેના ઓવક પત્રમાં નીચે મુજબ આપ્યુ છે—

Gist of moral Instruction and Self-Culture:

(1) Students should obey the Imperial Command given in the Imperial Rescript on Education and also in the Imperial Rescript of Boshin (1808).

(2) Students should abide by the College regutions, respect their teachers, be good friends and love each other.

(3) Students should apply themselves eagerly to their studies, be prudent in their behaviour, and

take special care to keep their thoughts clean and noble.

(4) Stndents should take good care of their health, be always cheerful, and be firm of their will.

(5) Students should esteem honour, cultivate courage, and be true to their words.

આ અગત્ય જાણ્યા પછી એ શિક્ષણ જાપાનીઝના સ્વભાવ પ્રમાણે સારી રીતે પદ્ધતસર અપાય એવી ગોઠવણ કરી છે.

શિક્ષણને અંગે દરેક વર્ગનાં બાળકો માટે પાઠય પુસ્તકો રચવામાં આવ્યાં છે. શિક્ષકને પણ આ પુસ્તકો કેવી રીતે શિખવવાં તેની માહિતી મળે તે માટે જુદાં જ પુસ્તકો બનાવ્યાં છે. અર્થાત્ જે શિક્ષણ અપાય તેમા એકસરખું ધોરણ સચવાય તે માટે દરેક જાતની વ્યવસ્થા કરવામાં આવી છે. પ્રથમનાં ત્રણ ધોરણોમાં નીતિના પાઠોમાં કયા વિષયો લેવામાં આવ્યા છે તેનો સાર પરિશિષ્ટમા આપ્યો છે.

સાથે સાથે નીતિના સિદ્ધાંતો મગજમાં તાજા રહે તે માટે દરેક શાળામાં સારી કહેવતો, મુદ્રાઓ, વચનો, વગેરે પણ ટાંગવામા આવે છે.

જાપાનીઝ લોકોની બીજી ખાસિયત એ છે કે જે વિષય દાખલ કરવાનો નિર્ણય કર્યો તેનો પૂરેપૂરો અમલ દરેક માણસ કરે છે. એમાં દિલચોરી અગર તો અનાદર છે જ નહિ. એટલે આ શિક્ષણનો પૂરો અમલ થઈ તે જીવનમાં ઊતરે છે.

**૧૩. રાષ્ટ્રીય ભાવનાનું શિક્ષણ :** નૈતિક શિક્ષણ સાથે રાષ્ટ્રીય ભાવનાનું શિક્ષણ આપવામાં આવે છે. શહેનશાહી ઢંઢેરામાં દેશના હિતને ખાતર જરૂર પડયે દરેક માણસને સ્વાર્પણ કરવાનો ઉપદેશ બતાવ્યો છે. તે ઉપદેશને મૂર્ત સ્વરૂપ આપવા માટે નીચે પ્રમાણે યોજના રાખેલી છેઃ—

(ક) રાજા પ્રત્યે પૂજ્ય ભાવ અને પ્રેમ–શહેનશાહની છબી દરેક શાળામાં રાખવામાં આવે છે, અને તેને દરેક છોકરું દરરોજ વંદન કરે છે. તે ઉપરાંત સમ્રાટ જે દિશામાં રહેતા હોય તે દિશા તરફ પણ વંદન કરાવવામાં આવે છે.

એ દેશમાં ભાવના એવી છે કે આખો દેશ એ એક કુટુંબ છે, અને રાજા તેનો પિતા છે. આ પિતા માટે એકલો પ્રેમ નહિ પણ પૂજ્યભાવ પણ બતાવવામાં આવે છે. રાજાનું ફરમાન એ જીવનમંત્ર ગણવામાં આવે છે. એના વચનની અમાન્યતા થઈ શકે જ નહિ.

(ખ) રાજ્યધ્વજવંદન—દરરોજ ધ્વજને વંદન કરાવવામાં આવે છે. રાજ્યધ્વજ જે રાજ્યની શક્તિનું નિશાન છે, એને પણ રાજ્યપ્રેમ ખિલવવા માટે દરેક છોકરાએ દરરોજ નમન કરવું પડે છે. (જાપાનનો રાજ્યધ્વજ ઊગતા સૂર્યના ચિહ્નથી અંકિત છે.)

(ગ) રાજગીત—રાજગીત (Banzai) પણ શાળાઓમાં વખતોવખત ગાવામાં આવે છે.

(ઘ) શાળાનો વાવટો—તે ઉપરાંત, શાળાઓમાં શાળાનો પોતાનો વાવટો પણ હોય છે. તેનું વંદન પણ ફરજિયાત હોય છે.

(ઙ) પૂર્વજપૂજા—કેટલીક શાળાઓમાં શીન્ટો (પૂર્વજ) મંદિર હોય છે. શીન્ટોની પૂજા એટલે પૂર્વજપૂજા. જાપાનમાં તે જીવંત છે. શીન્ટો મંદિરમાં નમન કરવાનો રિવાજ શાળાઓમાં હોય છે. જ્યાં આવું મંદિર ન હોય ત્યાં ગામમાં બીજે કંઈ શીન્ટો મંદિર હોય ત્યાં છોકરાંને લઈ જવામાં આવે છે. પિતૃપૂજા એ જાપાનનો કૌટુંબિક ધર્મ છે. મરણ પછી કુટુંબીજન પિતૃ તરીકે રહે છે, અને કુટુંબના માણસોનાં જીવન જોયાં કરે છે, એવી ત્યાં માન્યતા હોવાથી હરેક ઇસમ પોતાનું વર્તન સારું રાખી પિતૃને તૃપ્ત કરવાની પોતાની ફરજ સમજે છે. આવી માન્યતાને લીધે જાપાનમાં મરણનો ક્ષોભ કે બીક નથી.

**(થ) ગીતો**—શાળાઓમાં ગીતો ગાવાનું ફરજિયાત હોય છે. સામાન્ય રીતે રાષ્ટ્રગીત ઉપરાંત જુદાં જુદાં સ્વદેશભક્તિનાં ગીતો પણ શિખવવામાં આવે છે.

આ ગીતો જાપાનીઝ ભાષામાં હોય છે; પણ સામાન્ય રીતે તે પાશ્ચાત્ય સંગીતપદ્ધતિથી ગાઈ શકાય તેવાં હોય છે. એ ગાતી વખતે વાજિંત્ર તરીકે પિયાનાનો ઉપયોગ થાય છે. દરેક શાળામાં આ વાજિંત્ર હોય છે. બધાં સાથે જ ગાય છે. જાપાનમાં સાથે ગાવું તથા સાથે ચાલવું એ ત્યાંના શિક્ષણની એક ખાસિયત છે.

ગીતોમાં શાળાનાં પોતાનાં ગીતો પણ હોય છે.

આ રીતે બાળકોના જીવનમાં ઉચ્ચ ભાવનાઓ આવે અને દેશપ્રેમ વધે એ માટે શાળાઓમાં હરેક તરેહના ઉપાયો લેવામાં આવે છે. આને લીધે જાપાનીઝ લોકોમાં રાષ્ટ્રપ્રેમ-એક-કુટુંબ-ભાવના-પ્રદીપ્ત રહે છે; અને તે સમાજમાં અને રાજ્યના અનેક વ્યવહારમાં કામમાં આવે છે, અને દેશની ઉન્નતિમાં હંમેશાં વેગ આપે છે. આ જ કારણે દરેક જાપાનીઝ રાજ્ય માટે સર્વસ્વ સ્વાર્પણ કરવા તૈયાર હોય છે. દૃઢ ચારિત્ર્યની સાથે રાજ્યપ્રેમ દેશને હંમેશાં આગળ વધાર્યા જ કરે છે. એ જ કારણે દરેક જાપાનીઝ દેશની જ બનાવટની વસ્તુઓ વાપરે છે.

૧૪. શિક્ષણપદ્ધતિમાં ખાસ મારે કંઈ જણાવવાનું નથી; પણ એટલું તો કહેવું જોઈએ કે જાપાનમા શિક્ષણસાહિત્યો યુરોપના દેશોની બરોબરીમાં રાખવામાં આવે છેઃ જોકે તેમના જેટલાં ખર્ચાળ નહિ હોય. દરેક શાળાનું મકાન સારામા સારા હવાઅજવાળાવાળું હોય છે. શાળાનાં મકાનો સ્થાનિક સંસ્થાઓ પોતાના કરવેરામાંથી નાણા ઊભાં કરી બંધાવે છે. પોતાની શાળાનું મકાન સારું થાય એ માટે તેઓ હંમેશાં લાગણી રાખે છે; અને જરૂરપડે રાજ્ય પાસેથી નાણાં વ્યાજે લાવીને પણ સારું મકાન બંધાવે છે. સામાન્ય રીતે ગામડામાં સારામાં સારું મકાન શાળાનું જ હોય છે.

મકાનની અંદર સારી ઓરડીઓ ઉપરાંત સામાન્ય કામને માટે એક સારો ઓરડો હોય છે. એ ઓરડાનો ઉપયોગ છોકરાં સંગીત, સંવાદો, સંભાષણો, વગેરે કામમાં કરે છે.

છોકરાંને બેસવા માટે સારી ખુરશીઓ અને ટેબલો આપવામાં આવે છે, કે જેથી તેઓ સુખથી આરામ સાથે અભ્યાસ કરી શકે.

૧૫. જાપાનની શાળાઓમાં માંદાની માવજત માટે એક ઓરડી હોય છે. તેમાં તાત્કાલિક કામમાં આવે તેવી દવાઓ તથા ખાટલા રાખવામાં આવે છે. રિકેટ્સ અગર એવા દરદોથી પીડાતાં છોકરા માટે વાયોલેટ કિરણો ( Violet Rays ) આપવાનાં સાધનો પણ ત્યાં હોય છે. હાથમોં સાફ કરવાને પૂરતી ચકીઓ અને પાણીનાં પૂરતાં સાધનો પણ ત્યાં હોય છે. મોટી શાળાઓમાં છોકરાંની માવજત માટે ખાસ પરિચારિકાઓ (nurses) રાખવામાં આવે છે. બાળકોની શરીર–સ્વચ્છતા અને સુખાકારી માટે શિક્ષકો તરફથી ખાસ કાળજી રાખવામાં આવે છે.

જાપાનની શાળાઓમાં વૈદકીય તપાસ દર વર્ષે થાય છે; અને દરેક નવા બાળકને પણ વૈદકીય તપાસ કર્યા પછી જ દાખલ કરવામાં આવે છે. તપાસમાં જે બાળકો માનસિક ખામીવાળાં (Mentally defective) અગર અસાધ્ય કે ચેપી રોગથી પીડાતાં હોય તેમને હાજરીમુક્ત કરવામાં આવે છે. બાકીનાં બાળકોને વૈદકીય મદદ મળે તે માટે ગોઠવણ થાય છે.

રાજ્ય તરફથી શાળાના આરોગ્ય માટે ખાસ દાક્તરો અને પરિચારિકાઓ તૈયાર કરવામાં આવે છે.

શાળાનો શિક્ષક પણ શરીરે નીરોગી અને મજબૂત છે કે કેમ એની તપાસ કરી ખાતરી કરવામાં આવે છે.

૧૬. કપડાંમાં દરેક છોકરાછોકરીને એકસરખો પોશાક પહેરવો પડે છે. માત્ર વર્ગવાર જુદા બિલ્લા ( Badges ) રાખવા પડે છે. આથી

ગરીબ અગર તવંગર અગર બીજી તરેહના ભેદો દેખાઈ શકતા નથી. ઘેરથી આણેલાં કપડાં, બૂટ, વગેરે માટે દરેક છોકરાને એક ખાનું આપવામાં આવે છે. એમાં તે પોતાનું ખાવાનું પણ રાખે છે. કેટલીક વખતે મોટાં ગામોની મોટી શાળાઓમાં બાળકોને ખાવાનું આપવાનો બંદોબસ્ત પણ હોય છે. શાળાઓમાં અપાતો ખોરાક સારો રાંધેલો તથા પૌષ્ટિક હોય છે.

૧૭. કસરતને માટે બહુ જ સારી સવડ હોય છે. દરેક શાળાને અંગે ખુલ્લું મેદાન હોય છે. એ મેદાનમાં બધાં જ છોકરાં એકસાથે રમે છે અને કવાયત પણ કરે છે. તેમને કસરત માટે પણ કેટલાંક સાધનો આપવામાં આવે છે. પ્રાથમિક શાળાઓમાં કવાયત સાધારણ રીતથી શિખવવામાં આવે છે; પણ ઉપરની શાળાઓમાં તો લશ્કરી પદ્ધતે ફરજિયાત શિક્ષણ લેવું પડે છે. આ કવાયત ઘણી વખતે ગ્રામોફોન મારફતે Calisthencs ના ધોરણે કરાવવામાં આવે છે. એ કવાયતમાં શ્વાસોચ્છ્વાસની કસરતોનો ( Breathing Exercises ) પણ સમાવેશ થાય છે.

અંગબળ ખિલવવામાં બીજી કસરતો પણ દાખલ કરવામાં આવે છે; જેવી કે તરવું, કુસ્તી, ધનુર્વિદ્યા, લકડીપટા ( Fencing ). આ બધી રમતો સારી રીતે પદ્ધતસર શિખવવામાં આવે છે. અંગવ્યાયામ પદ્ધતસર આપવાને લીધે જાપાનીઝ છોકરીઓની ઊંચાઈ દસ વરસમાં દોઢ ઈંચ વધી છે, એમ જણાવવામાં આવે છે. ઊંચાઈ વધારવા માટે ત્યાં ખાસ કસરતો રાખેલી છે.

૧૮. છોકરાંને દેશની સંસ્કૃતિ, ઇતિહાસ–ભૂગોળ, તેમજ આધુનિક ખિલવણીનો પૂરો ખ્યાલ આવે એ માટે તેમને નિયમિત રીતે જુદે જુદે સ્થળે લઈ જવામાં આવે છે. ગયા મે તથા જુલાઈ માસમાં આખા દેશમાં બધે જ છોકરાંનાં ટોળાં ટ્રામમાં, ટ્રેનોમાં તથા બસોમાં ફરતાં જોવામાં આવ્યાં

હતાં. આની અંદર નાનાં તથા મોટાં છોકરાં હતાં. મોટાંને લાંબો વખત અને નાનાંને ટૂંકો વખત લઈ જવામાં આવે છે. છોકરાં સાથે શિક્ષકો હોય છે; અને તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સ્થાનિક ભોમિયા તેમને રસપૂર્વક માહિતી આપી બધું બતાવે છે. દેવળ, સંગ્રહસ્થાન અગર એવી બીજી સંસ્થાઓ જોયા પછી છોકરાં સંભારણા તરીકે સંસ્થાની છાપો પોતાની નોટબૂકોમાં રાખે છે, અને તેથી આનંદ માને છે. સામાન્ય રીતે ત્યાંનાં છોકરાંમા નવું જાણવાની જિજ્ઞાસા ઘણી જ હોય છે; અને તેમાં આ પદ્ધતિ તેમને મદદગાર થાય છે. વૈજ્ઞાનિક સંગ્રહસ્થાનમા અગર યુદ્ધની વસ્તુઓના સંગ્રહસ્થાનમાં ( War Museumમાં ) દરેક સંચો વિજળીબળથી બટન દાબી ચલાવી તે ચાલુ સ્થિતિમાં જોવાની સગવડ કરી આપવામાં આવે છે.

૧૯. શિક્ષણ ચાલુ જમાનાને અનુસરતું હોવું જોઈએ, એ જાપાન દેશે માન્ય રાખ્યું છે. આધુનિક જીવનનો વિજ્ઞાન એ મુખ્ય પાયો છે. વ્યવહારમાં, ગૃહજીવનમાં, ખોરાકમા, ધંધામાં, હુન્નરઉદ્યોગમાં જ્યાંત્યાં વિજ્ઞાન વગર આગળ ચાલી શકતું નથી. એ કારણે પ્રાથમિક શાળાના ચોથા, પાંચમા, અને છઠ્ઠા ધોરણમાં વિજ્ઞાનના વિષયો હોય છે. આ વિષયોમાં જીવનશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીવિજ્ઞાન, અને રસાયણશાસ્ત્ર દાખલ કરેલાં છે. તે શિખવવાને માટે પ્રયોગશાળા અને સંગ્રહસ્થાન દરેક શાળામા રાખવામાં આવે છે, કે જેથી શિક્ષણ વ્યવહારુ થાય.

૨૦. તે ઉપરાંત હસ્તકૌશલ ( Manual Training ) તરીકે ઉદ્યોગો પણ શિખવવામાં આવે છે. કાગળનું કામ, ભરતકામ, સુથારી કામ, માટીનું કામ, વગેરે હાથ અને આંખની કેળવણી માટે દરેક પ્રાથમિક શાળામાં ફરજિયાત હોય છે. આ સાથે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ચિત્રકામનું ( Drawingનું ) શિક્ષણ પણ ફરજિયાત હોય છે. પરિણામે, હાથથી કામ કરવામા દરેક છોકરો આનંદ અને

આન સમજે છે; અને તેને જ પરિણામે કોઈ પણ, જાપાનીઝને હાથથી કામ કરવામાં શરમ આવતી નથી. દરેક માણસ મહેનતનું કામ સહેલાઇથી કરી શકે છે. આ શિક્ષણથી જાપાનીઓની નૈસર્ગિક કલાવૃત્તિને સારું પોષણ મળે છે. આપણા શિક્ષણમાં તેથી ઉલટું જ માલમ પડે છે. પ્રાથમિક શાળામાં ભણતા મજૂરિયાત વર્ગના છોકરાઓને બાગમાં ખોદવા વગેરેનું કામ આપવામાં આવે તો તેમના માબાપોને સારું લાગતું નથી, એવા પણ દાખલા આપણે અહીંઆં જોયા છે.

૨૧. જાપાનમાં દરેક શાળાને અંગે નાનો બાગ હોય છે. એ બાગમાં છોકરા ફૂલ ઉગાડે છે, અને તેથી આનંદ માને છે. આ બાગમાં સામાન્ય રીતે આખું વર્ષ ફૂલ આવે તેવા છોડ વાવવામાં આવે છે; અને તેનાં ફૂલ વડે વર્ગમાં શિક્ષકના ટેબલ ઉપર શણગાર કરવામાં આવે છે. જાપાનીઓને ફૂલનો શોખ ઘણો જ છે. એ શોખ ખિલવવામાં આ પદ્ધત હંમેશાં સહાયક થાય છે. જે શાળાઓમાં બાગને માટે જગ્યા ઓછી હોય છે તે શાળાઓમાં શાળાની અગાશીમાં પણ થોડાં કૂંડાં ગખવામાં આવે છે.

૨૨. પ્રાથમિક શાળાઓમાં બાળકોની વાર્ષિક પરીક્ષા ઉપર ખાસ ધ્યાન અપાતું નથી; પણ તેમના દરરોજના અભ્યાસ ઉપરથી જ તેમની યોગ્યતા નક્કી કરી ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવે છે. પરીક્ષામાં આવેલા ક્રમ પ્રમાણે ઉપલા વર્ગમાં બેસાડવાથી બાળકોના વિકાસને હાનિ પહોંચે છે. બાળકોને રોજ વર્ગમાં બેસવા માટે કોઈ ક્રમ નક્કી હોતો નથી. ફક્ત ઉચ્ચ કેળવણીમાં જ વિદ્યાર્થીઓની વાર્ષિક પરીક્ષા ઉપર ધ્યાન અપાય છે. છતાં પણ કેળવણી ઘણી ખરચાળ થતી જાય છે; અને વાચનનો બોજો વધતો જાય છે, એવી ફરિયાદ માબાપો તરફથી સાંભળવામાં આવે છે.

જ સાનું શિક્ષણ સમાજને બંધબેસતું છે. પરંતુ આપણે ત્યાં એથી ઉલટું જ છે.

જાપાનીઝ સમાજધર્મ યુરોપથી ઉલટો છે. ત્યાં ગૃહવ્યવસ્થા, સામાજિક કુટુમ્બજીવન ઉપર રચાયેલી છે. આ વ્યવસ્થા ટકી રહે એટલા માટે હરેક ઉપાય યોજવામા આવે છે. આ સંસ્થાથી જ હાલના જમાનાની આર્થિક તથા સામાજિક ક્રાંતિને એ દેશ ઝીની શકયો છે. આ બંધારણ દૃઢ રહેવાથી દરેક માણસને સંપ રાખવાની જરૂર પડે છે. આ જીવનમાં દરેક માણસને પોતાના હક્ક માગવાને બદલે ફરજો બજાવવાનું ધ્યેય રાખવું પડે છે. એથી જ તેઓ સાદું અને ઓછુ ખરચાળ જીવન ગાળી શકે છે. આ કારણને લઈને લોકોમાં સંયમ, વિનય, અને વિવેક સારો જોવામાં આવે છે. કુટુંબમાં કેમ રહેવુ તથા સ્ત્રીપુરુષે કેમ વર્તવું એ સંબંધી આપણાં શાસ્ત્રોમાં આપણે વાચીએ છીએ એ જ ધોરણે ત્યાં વર્તન જોવામાં આવે છે. આવેશ બતાવવો નહિ, ક્રોધ કરવો નહિ, ઓછુ બોલવું, કલેશ કરવો નહિ, એ બધા સંયમના ગુણો આ સામાજિક બંધારણનું પરિણામ છે. આ ગુણો પ્રજામાં વંશપરંપરાથી કેવી રીતે ઉતરી આવ્યા છે, તે સબંધી એક જાપાની લેખિકાએ " A Daughter of the Sumarai " નામના પુસ્તકમાં લખેલો નીચેનો ફકરો માર્ગદર્શક થશેઃ—

" જાપાની લોકો દેખાવ કરવાનું પસંદ કરતા નથી. થોડાં વર્ષ પહેલાં ઉંચી કોટિના જાપાની લોકોનાં બાળકોનાં મન અને જીવનમા ઉગ્ર લાગણીઓ સંભાળપૂર્વક શમાવી દેવામાં આવતી હતી હાલ પહેલાં કરતાં ઘણી વધારે છૂટછાટ છે, પણ ભૂતકાળની તાલીમની અસર, જેમ કળા, સાહિત્ય, અને દૈનિક જીવનના રીતરિવાજોમાં દેખ ઈ આવે છે તેમ, આમાં પણ દેખાઈ આવે છે. હંમેશની રીતભાતમાં દેખાતી પ્રસન્નતાની પાછળ વર્તનની સખ્તાઈ અમુક અંશે એમનામાં છે જ, કે જે તેમને વધારા પડતા લાગણીના આવેગથી મુક્ત રાખે છે, એથી જ તેઓ જીવન

અને મરણના પ્રસંગો નિર્ભિમર કરી શકે છે, અને કામ, રમત, ભોજન, ઉંઘ, હાસ્ય, રૂદન, વગેરે પ્રસંગે સ્વસ્થ રહી શકે છે. દરેક લાગણીને, પોતાની સ્વેચ્છાથી જ, સંયમિત કરવામાં આવે છે. આનંદમાં આવી ગયેલી છોકરી જે હાસ્ય કરશે તે પણ ખડખડાટ નહિ, પણ કોઈ જાણે નહિ તેમ. બાળકને વાગ્યું હશે તોપણ તે આંસુ ખાળી રાખીને કહેશે કે "હું રડતો નથી." પોતાનું બાળક મરણપથારીએ પડેલું હશે તોપણ તેની માતા તે સમાચાર તમને સ્મિતપૂર્વક જણાવશે. નોકરથી કોઈ કીમતી જણસનું નુકસાન થયું હશે, અને તેથી તેને શોક થયો હશે, તોપણ તે જણાવતી વખતે હસતો હસતો કહેશે. પરદેશીઓને આ બધું આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે; પણ એ બધાની પાછળ રહેલું કારણ તે લાગણીના આવેગને દાબી દેવાના પ્રયત્નનું પરિણામ છે. જાપાનમા માણસ પોતાનાં રોદણાં રડ્યા કરે તે અસભ્યતા જ ગણાય."

આ ગુણો બચ્ચાંમાં જોવામાં આવે છે; અને શાળાઓમાં પણ એ જ ગુણોને ખિલવવા પ્રયત્ન થાય છે. એ જ ગુણો લાવવા માટે શાહેનશાહી ઢંઢેરામાં ફરમાન છે. એ જ ગુણોને લીધે શાળાઓમાં છોકરાંનામાં શિક્ષક માટે ઘણો જ આદર અને પૂજ્યભાવ જોવામાં આવે છે. એને જ પરિણામે ત્યાંનાં બાળકોમાં શિસ્તપાલન (Discipline) બહુ જ સારું જોવામાં આવે છે. અંદર અંદરના ઝઘડા અને રીસામણાં, અનુચિત ભાષણ, ચાડીચુગલી, લડવું, વગેરે જે આપણાં બાળકોમા જોવામાં આવે છે તેનું ત્યાં નામ નથી. શાળાના જીવનમા સંપ, શાંતિ, અને પ્રેમ જોવામાં આવે છે. એકંદરે જોતાં સમાજ અને શાળાઓ એકસૂરથી જ કામ કરે છે. ત્યાંની શાળાઓમાં ઘેરથી તૈયાર થયેલા માનસને આગળ વેગ આપવામાં આવે છે; પરંતુ આપણે ત્યાં તેથી ઉલટી જ સ્થિતિ હાલ જોવામાં આવે છે. શિક્ષણ અને જીવનને મેળ નથી; શિક્ષક અને શિષ્યને પૂરો રાગ હોતો નથી. જાપાનીઝ બાળક શિક્ષકને દેવરૂપ માને છે; અને તેની આજ્ઞાનું પાલન હંમેશાં કરે છે.

૨૪. જાપાનમાં સહશિક્ષણની પ્રથા નથી. તેમાં તે લોકો માનતા નથી. પ્રાથમિક શાળાઓમા પ્રથમનાં ત્રણ ધોરણોમાં છોકરાછોકરીઓ સાથે એક જ વર્ગમાં બેસે છે, પણ તેમને માટે જુદી જુદી હારો હોય છે. આગળના વર્ગોમાં છોકરાછોકરીઓના જુદા જુદા વર્ગો હોય છે. કવાયતમાં પણ છોકરાછોકરીઓની જુદી જુદી ટુકડીઓ હોય છે ઉંચા પ્રકારની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં અને તે ઉપરની શાળાઓમાં છોકરાછોકરીઓની શાળાઓ જુદી જ હોય છે. માત્ર એક જ વિશ્વવિદ્યાલયમાં એક જ ભાગમાં સહશિક્ષણ રાખવામા આવ્યું છે.

આમ હોવાનું કારણ સામાજિક રૂઢિ ઉપરાંત મુખ્યત્વે ત્યાંની માન્યતા એવી છે કે છોકરા અને છોકરીઓને જુદા જ પ્રકારનું શિક્ષણ મળવું જોઈએ. બંનેના જીવનના આશય તેઓ જુદા જ માને છે, અને તેવો જ શિક્ષણક્રમ રાખવામા આવ્યો છે, છોકરાછોકરીઓને રાજ્યને અને દેશને વફાદાર અને સ્વદેશાભિમાની ( Loyol and Patriotic ) પ્રજા થવા ઉપરાંત છોકરીઓને વફાદાર સ્ત્રી અને શાણી ( wise ) માતા બનાવવા માટે જ કેળવણી આપવામાં આવે છે, અને એ જ ધોરણે તેમના શિક્ષણનો કાર્યક્રમ ગોઠવવામા આવે છે. છોકરીઓની શાળામાં ગૃહશાસ્ત્ર ( Domestic Science ) ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે, અને તેના અગના ધંધા અને કળા વગેરેના વિષયો શિખવવામાં આવે છે. તેમને માટે સંગીત અને વ્યાયામનું શિક્ષણ પણ વધારે પ્રમાણમાં હોય છે હસ્તકૌશલ ( Manual Training ) ને માટે તેમના જીવનને અનુસરતા વિષયો રાખવામાં આવે છે સીવણગૂંથણ, ચિત્રકામ, ગૃહ–આરોગ્ય, બાંધણીનું કામ, વગેરે આ શિક્ષણની વિશિષ્ટતા છે. તેમની શાળાઓમા કળાના શિક્ષણ માટે ખાસ ધ્યાન આપવામાં આવે છે, દાખલા તરીકે, ચહા પીવાનો વિધિ ( Tea Ceremony ) જેમાં શાંતિ અને વિનય એ જ મુખ્ય આદર્શ છે તે અને ફૂલ ભરવાની અને ઘર શણગારવાની કળા એ જીવનનો મુખ્ય ભાગ ભજવે છે દરેક છોકરીને એ આવડવુ જ જોઈએ

જાપાનમાં સહશિક્ષણ નથી તે સાથે ઘરમાં સ્ત્રીનો દરજ્જો સામાઈક કુટુંબના મમ્ય તરીકે પુરુષ જેટલો નથી; પણ બીજી રીતે ધંધામાં અને ઉદ્યોગમાં સ્ત્રી સામે કોઈ પણ જાતના પ્રતિબંધો નથી. કચેરીઓમાં, બસોમાં, આગગાડીઓમાં, નાટકશાળાઓમાં બધે જ તેમને ધંધા અર્થે નોકરી લેવાની છૂટ છે; અને તે પ્રમાણે હરેક ઠેકાણે તેઓ નોકરીમાં જાય છે. ધંધાઉદ્યોગને માટે જરૂરી શિક્ષણ પણ સ્ત્રીઓને મળી શકે છે.

૨૫. સામાન્ય રીતે છોકરીઓના લગનની વય ૨૩ વર્ષની આવે છે; અને છોકરા ૨૫ વર્ષ પછી પરણે છે. બનતી ઉતાવળે લગ્ન કરવું એ દરેક છોકરીનો આદર્શ હોય છે, એટલે જ્યાં જરૂર હોય ત્યા શરૂઆતમાં કંઈક ધંધો કરી થોડા પૈસા બચે એટને તરત જ તે પરણી લે છે, અને ઘર માંડે છે. પરણ્યા પછી પણ પોતાનું જ્ઞાન વધારવાને માટે તે રાત્રિશાળામાં અભ્યાસ જારી રાખે છે. પરણ્યા પછી તે સાધારણ રીતે કારખાનામાં કામ કરવા જતી નથી; પણ વધારે પૈસા પેદા કરવાની ફરજ પડે તો કુટુંબનું કારખાનું અગર ધંધો હોય તો તેમાં જોડાય છે, અગર તો પાડોશમાં નાનું કારખાનું હોય તો તેમાં કામે જાય છે. આવી રીતે કામ કરવામાં ત્યાં કોઈ પણ જાતની નાનમ મનાતી નથી જાપાનીઓની અને ખાસ કરીને ત્યાંની સ્ત્રીઓની કલાશક્તિ એવી સારી હોય છે કે તેઓ ગમે તે સ્થિતિમાં પણ સારું કામ આપી શકે છે. આ ભાવના તેમની શાળાઓ ખાસ ખીલવે છે.

૨૬. આ શિક્ષણ એક દૃષ્ટિથી સંકુચિત માનવામાં આવે તોપણ સ્ત્રીઓની સ્થિતિ જાપાની સમાજમાં કોઈ પણ રીતે ઉતરતી નથી. તેમને રાજકાજમાં મત આપવાનો સંપૂર્ણ હક નથી; છતાં પણ તેમને રાજ્ય-સેવા માટે હરેક તરેહનું ઉત્તેજન આપવામાં આવે છે. સ્ત્રીઓની સામાજિ સંસ્થાઓ ઉપરાંત જાપાનનો બચાવ કરનારા સ્ત્રીમંડળમાં (Japanese Women Defence Associationમાં) લાખો સ્ત્રીઓ સભાસદ છે; અને દેશની આપત્તિના વખતમાં તેઓ મદદગાર થાય તેની

તૈયારી તેઓ કરી ગએ છે. ગમે તેની બીજી રીતે સ્થિતિ હોય તોપણ રાજ્યનિષ્ઠા અને સ્વદેશપ્રેમમાં તેઓ પુરૂષથી કોઈ પણ રીતે ઉતરતી નથી. તેમને જમાનાને અનુસરતું જ્ઞાન મેળવવાને માટે પણ હરેક સાધન આપવામાં આવ્યું છે.

૨૭. જમાનાને અનુસરી એ દેશમાં નવા યુગના આંદોલનો આવવા લાગ્યાં હતા. તેમાં ખાસ કરીને રશિયાના બોલ્શેવિઝમના વિચારો ઘણા દર્શીયી પ્રસરતા હતા. ખાસ કરીને ૧૯૨૯થી ૧૯૩૧ સુધીમાં જે વખતે આર્થિક મંદી ત્યાં આવી તે વખતે આ વિચારો ઘણા જોરથી દેશમાં પ્રસર્યા હતા. દેશની તે વખતની સ્થિતિમાં એ વિચારો હાનિકર્તા જણાયાથી તે ઉપર ખાસ અંકુશ મૂકવામાં આવ્યો હતો; અને તે અંકુશ કેવી રીતે બરાબર જળવાઈ રહે તે નક્કી કરવા માટે રાજ્ય તરફથી એક ખાસ ખાતું ખોલવામાં આવ્યું હતું. જાપાનીઝ રાજ્ય એમ માને છે કે શિક્ષકોમાં જો આવા વિચારો એક વખત દાખલ થાય તો તેની અસર બાળકોમાં થઈ રાજ્યમાં ક્રાંતિ થાય, અને રાજ્યને હાનિ પહોંચે. આમ હોવાથી, શિક્ષણ કેવા પ્રકારનું રાખવું અને વાચન કેવા પ્રકારનું રાખવું તે તરફ ખાસ ધ્યાન આપવામાં આવે છે મંદીમાં દુઃખ પડે એ સ્વાભાવિક છે; પણ પ્રજામાં સહનશીલતા, ઐક્ય તથા દેશભક્તિના ગુણો ઘણા જ હોવાથી અત્યાર સુધીમાં તેઓ મોટી ક્રાંતિમાંથી ( Revolutionમાંથી ) બચી શક્યા છે.

હોય તેવી પણ ફરિયાદો થતી હતી. પણ જેમ જેમ કેળવણીનો લાભ જોવામા આવ્યો તેમ તેમ માબાપો પોતાનાં છોકરાંને ખુશીની સાથે સુસીમતો વેઠીને પણ મોકલવા લાગ્યાં. હાલમા જાપાનની શાળાઓમાં હાજરીનું પ્રમાણ ૯૯.૫૦ ટકા આવે છે.

હજુ પણ ગરીબ માબાપોનાં છોકરાંના અભ્યાસને માટેનાં પુસ્તક વગેરેના ખર્ચમાં રાજ્ય તરફથી મદદ કરવામાં આવે છે.

**૨૯. વાચનનો શોખ:** આ શિક્ષણને પરિણામે લોકોમાં વાચન-પ્રેમ ઘણો જ છે. આખા દેશમાં પુસ્તકો વેચનારની દુકાનો ઠેર ઠેર માલમ પડે છે; અને એ દુકાનોમાં છોકરાછોકરીઓ મોટા પ્રમાણમા પુસ્તકો તપાસતાં જોવામાં આવે છે.

એ દેશની વસ્તી લગભગ ૭,૦૦,૦૦,૦૦૦ છે; છતાં ત્યાં દર વર્ષે ૨૦,૦૦૦ નવાં અને ૪૦,૦૦૦ ત-જૂમાનાં પુસ્તકો છાપવામાં આવે છે, તે ઉપરાંત ૮,૦૦૦ કરતાં વધારે દૈનિકો અને માસિકો પ્રગટ થાય છે. ત્યાંના બે મોટામા મોટા દૈનિકોની દરેકની લગભગ ૩૦ લાખ નકલો રોજ બહાર પડે છે. એ ઉપરથી દેખાશે કે એ દેશમાં વાચનનો શોખ કેટલો છે.

સને ૧૯૩૩ની સાલમા જાપાનમાં ૪,૬૮૬ પુસ્તકાલયો હતાં, અને તેમાં ૨,૬૭,૬૬,૦૦૦ વાચકોએ લાભ લીધો હતો.

એ દેશમા શિક્ષણ બધુ જ દેશી ભાષા મારફતે આપવામા આવે છે. એ કારણે ત્યા દરેક વિષયમાં સારામાં સારા અને જરૂરનાં પુસ્તકો તૈયાર કરવામા આવ્યાં છે. કોઈ પણ બાબતમા પરાવલબી રહેવાનું જાપાની લોકોને પસંદ નથી.

૩૦. જાપાનમા આટલું બધુ શિક્ષણ હોવા છતાં પણ ભણેલામાં અશિક્ષિતતા આવી જાય છે. લશ્કરની ભરતી માટે જે જુવાનો આવે છે તે પૈકી દસ ટકા લગભગ અશિક્ષિત થઇ ગયેલા માલમ પડે છે. આ

સ્થિતિ સુધારવા માટે ચાંપતાં પગલાં લેવાંમાં આવે છે. દેશને એમ લાગે છે કે ફરજિયાતનાં ૭ વર્ષ છે તે પૂરતાં નથી. તે વધારી આઠ વર્ષની મુદત કરવા તજવીજ ચાલે છે. ૭ વર્ષ પૂરાં નહિ લાગવાનું મુખ્ય કારણ એ જોવામાં આવે છે કે જાપાનીઝ ભાષા ચીનની ભાષા ઉપર રચાયેલી છે. તે ભાષામાં આપણી માફક મૂળાક્ષરો નથી; પણ તેને બદલે Ideographs હેય છે. એટલે ભાષા વાંચવાને દરેક બાળકને જુદી જુદી આકૃતિવાળા નિદાન ૨૦૦૦ શબ્દો વાચી જાણવા જોઇએ. કુલ શબ્દો ૪૦૦૦ ગણવામાં આવે છે. દરેક શબ્દને માટે જુદી જુદી રચના હોય છે; અને તેના ભાવાર્થ પણ પ્રસંગને અનુસગે જુદા જુદા હોય છે. આ શબ્દો ઓછા કરવાના પ્રયત્ન થાય છે. કોઈક જગ્યાએ તો જાપાનીઝ લિપિને બદલે રોમન લિપિ દાખલ કરવી જોઇએ એવો વિચાર ચાલે છે. પણ તેમ કરવાથી પોતાની સંસ્કૃતિ ખોવાય એ ભયથી જૂની લિપિ ચાલુ રાખી છે. પ્રાથમિક શિક્ષણમાં છોકરનો ઘણો વખત ભાષા શીખવામાં જાય છે, અને તે તેમને બોજારૂપ પણ પડે છે.

૩૧. જાપાનમાં કેળવણીનો વિષય ત્યાંની પ્રાંતિક સરકારોને સોંપવામાં આવ્યો છે, પણ તેની સર્વ રીતિનીતિ મધ્યવર્તી સરકાર તરફથી નક્કી કરવામાં આવે છે, અને તે જ ધોરણ સ્થાનિક સરકારે અમલમાં મૂકવાં પડે છે. તેમાં તેમને બહુ સ્વતંત્રતા આપવામાં આવતી નથી; એટલે રાજ્યની કેળવણીનું ખરું સુકાન મધ્યવર્તી સરકારમાં રાખવામાં આવે છે; અને સરકાર કેળવણીના ધોરણની તપાસ કરતી રહે છે. તેમાં શા શા ફેરફાર કરવા જોઇએ તે તે નક્કી કરે છે, અને તેનો પૂરતી રીતે અમલ થાય છે કે કેમ તે પણ તે જુએ છે. એ કારણથી આખા દેશની કેળવણી એક જ તંત્રથી ચાલે છે; અને દેશના દરેક ભાગને સરખી રીતે તેનો લાભ મળે છે.

૩૨. એકંદરે જાપાનની શિક્ષણપદ્ધતિ એ દેશની સ્થિતિને દરેક રીતે

અનુસરતી છે. તે સમાજના બંધારણ અને સંસ્કારો ઉપર રચાયેલી છે. રાષ્ટ્રભાવના અને દઢ ચારિત્ર્ય એ એના પાય છે, તે સાથે એ શિક્ષણ ઘણું જ વ્યવહારુ છે. જે પદ્ધત અને ધોરણના શિક્ષણની દેશને જરૂર છે તે જ પદ્ધત અને ધોરણનું શિક્ષણ ત્યાં આપવામા આવે છે. શિક્ષણ સાથે શરીરબળ તથા શિસ્તની ખિલવણી પણ થાય છે, વળી ઉદ્યોગોનું શિક્ષણ ઘણુ જ વ્યવહારુ છે. તે સાથે પ્રાથમિક શાળા છોડયા પછી જેને સમયાનુસાર શિક્ષણ લેવુ હોય તેને માટે યોજના ગખેલી છે.

૩૪. જાપાનનું શિક્ષણ વ્યક્તિસ્વાતંત્ર્યના કરતા સામાજિક હિતનો વધારે વિચાર કરે છે એને પરિણામે માણસ સ્વાર્થી ન બનતા સામાજિક અને સહકાર્યના ગુણોથી ભરેલો બને છે. સમાજ વ્યક્તિ માટે નહિ પણ વ્યક્તિ સમાજ માટે જ છે એ ઉપર ત્યા ભાર મૂકવામાં આવેલો છે. એને પરિણામે જાપાનીઝ પ્રજા રાષ્ટ્રનિષ્ઠ, મહેનતુ, અને સ્વદેશપ્રેમી થઈ છે, અને દેશની આબાદી દિવસે દિવસે ગમે તેવા સંજોગોમા પણ તે વધાગ્તી જાય છે

આપણે અહીંઆનું શિક્ષણ જાપાનથી તદ્દન જુદી જ જાતનું છે. અહીં સમાજને અને શિક્ષણને સંબંધ નથી. નીતિની કેળવણીને અહીંઆં પ્રાધાન્ય નથી. હુન્નરઉદ્યોગનું શિક્ષણ જૂજ છે, અને તે પણ ઉદ્યોગની જરૂરિયાતને અનુસરતું નથી આપણા શિક્ષણથી ખેડૂત અગર શહેરનો માણસ અંગમહેનત કરવામા નાનમ માને છે. સંયમ, વિનય, વિવેક એ ગુણો તેનાથી નાસે છે. એ શિક્ષણથી કોઈને પણ સંતોષ નથી. છતા પણ શિક્ષણ ખર્ચાળ થતું જાય છે, અને પરિણામે, બેકારી ( Unemployment ) વધે છે, અને તેનાં ફળ માબાપને અને સંતાનોને પણ સહન કરવા પડે છે

૩૩. આવી સ્થિતિમાં આપણા દેશે આપણી શિક્ષણપદ્ધતિનો ફરીથી વિચાર કરવાની જરૂર છે. જાપાનમાં બધું જ સારુ છે એમ કહેવાનો

આશય નથી. પણ પૂર્વના દેશોમાં જાપાને પોતાના સંસ્કારો સાચવી રાખી ઘણી પ્રગતિ કરી છે, એટલે તેની પદ્ધતિ તરફ આપણે પણ વિચાર કરીએ તો આપણને અનુકૂળ આદર્શો તેમાંથી મળી રહે એમ છે. એકંદરે નાત, જાત, વર્ણ, ધર્મ, ભાષા, અને પ્રાંતિક ભેદોથી છિન્નભિન્ન થયેલા આપણા દેશને માટે એ દેશની શિક્ષણપદ્ધતિ એકરાષ્ટ્ર બનાવવામાં ઉપયોગી થઈ પડે એમ લાગે છે. તેટલા માટે આ નાનું પુસ્તક કંઇક દરજ્જે ઉપયોગી થાય તો તે તૈયાર કરાવી બહાર પાડવાની મારી મહેનત ફળીભૂત થઈ છે એમ હું માનીશ.

વડોદરા<br>
તા. ૧-૧૨-૧૯૩૬

મણિલાલ બાલાભાઈ નાણાવટી<br>
નાયબ દીવાન<br>
( વડોદરા રાજ્ય. )



# જાપાનની કેળવણી.

---

## પ્રાસ્તાવિક.

સને ૧૯૩૩ના માર્ચ મહિનામાં પ્રાથમિક શાળાઓથી માંડીને વિશ્વવિદ્યાલય સુધીની જુદા જુદા પ્રકારની ૪૫,૭૯૩ કેળવણીની સંસ્થાઓ હતી; અને એ સંસ્થાઓમાં બધા મળીને ૧,૩૪,૦૮,૯૭૧ વિદ્યાર્થીઓ ભણતા હતા. દર ૧૦૦ ચોરસ માઈલે લગભગ ૩૧ના પ્રમાણમાં આ સંસ્થાઓ આખા દેશમાં પથરાયેલી હતી; અને આખી વસ્તીના સેંકડે ૨૦ માણસો તેનો લાભ લેતા હતા.

આમ હોવાને લીધે જાપાનમાં એક પણ ગામડું એવું નહિ જડે કે જેમાં લોકોને વાંચતાં ન આવડતું હોય; અને ગરીબમાં ગરીબ વર્ગમાં પણ ભાગ્યે જ એવો કોઈ મળી આવે કે જે પોતાના વિચારો લખીને દર્શાવી શકતો ન હોય. ફરજિયાત લશ્કરી તાલીમને માટે લેવામાં આવતી વાર્ષિક પરીક્ષાની લાયકીની કસોટીમાં આ સત્ય આગળ તરી આવે છે.

યુરોપ અને અમેરિકાના સંબંધમાં આવ્યાને જાપાનને આશરે અર્ધી સદી કરતાં કંઈક વધારે વખત થયો હશે. એટલી મુદતમાં તો જાપાન આટલી ઝડપથી પ્રગતિ સાધી શક્યું છે, એ ઉપલક નજરે જોનારને તો નવાઈભરેલું જ લાગે.

જાપાન એ ઘણો પ્રાચીન દેશ હોવાથી જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિ ત્યાં દાખલ થઈ ત્યારે તેને ગ્રહણ કરીને અપનાવી લેવાને તે પૂરેપૂરું તૈયાર હતું.

દીર્ઘદૃષ્ટિવાળા શહેનશાહ મૈજી કે જેમણે જાપાનના પુનરુદ્ધારનું મહાન કાર્ય પાર પાડયું તેમણે આખી દુનિયામાંથી જ્ઞાન લેવું કરીને તથા જૂનાપુરાણા રીતરિવાજોનો ત્યાગ કરીને દેશની આબાદી-વધારવાની નીતિ ગ્રહણ કરી. આ નીતિ અમલમાં મૂકવાને તેમણે કેળવણીને ખાસ મહત્ત્વ આપ્યું. તેમણે કેળવણીના નિષ્ણાત અધિકારીઓની નિમણૂંક કરી અને જુદી જુદી શાળાઓ સ્થાપન કરી. ત્રણ વર્ષ પછી આખા દેશની કેળવણી વ્યવસ્થિત કરવા માટે તેમણે કેળવણી ખાતાની સ્થાપના કરી. સને ૧૮૭૨માં ફ્રેન્ચ પદ્ધતિને અનુસરતો કેળવણી વિષેનો નિબંધ બહાર પાડવામાં આવ્યો. તે આધારે કેળવણીની દૃષ્ટિએ, વિશ્વવિદ્યાલય વિભાગ, માધ્યમિક શાળા વિભાગ, અને પ્રાથમિક શાળા વિભાગ એવા જુદા જુદા વિભાગોમાં આખા દેશને વહેંચી નાખવામાં આવ્યો. આ દરેક વિભાગમાં એક વિશ્વવિદ્યાલય, એક માધ્યમિક શાળા, અથવા એક પ્રાથમિક શાળાની સ્થાપના કરવામાં આવી, અને તે ઉપરાંત જુદે જુદે ઠેકાણે અધ્યાપન શાળાઓ, વિશિષ્ટ શાળાઓ, અને પરદેશી ભાષાઓનું શિક્ષણ આપનારી શાળાઓ ઉઘાડવામાં આવી. તે સમયમાં જાહેર કરેલા શાહી ફરમાનમાં નીચેના શબ્દો ખાસ ધ્યાન ખેંચે છે:-"હવેથી કેળવણીનો એટલો બધો વિસ્તાર કરવામાં આવશે કે જેથી દેશમાં એક પણ કુટુંબ નિરક્ષર ન રહે અને કુટુંબમાં એક પણ માણસ નિરક્ષર ન રહે." "જોકે ઉચ્ચ શિક્ષણનો આધાર તો દરેક વ્યક્તિની બુદ્ધિશક્તિ ઉપર રહે છે, તોપણ જો કોઈ બાળક, (છોકરો કે છોકરી) પ્રાથમિક શાળામાં હાજરી નહિ આપે તો તેને માટે તેના વાલીને જવાબદાર ગણવામાં આવશે."

તે જમાનામાં જાપાનની શિક્ષણનીતિ કેવી હતી તે ઉપરના શબ્દો ઉપરથી જણાઈ આવે છે. ત્યાર બાદ દુનિયાની સર્વસાધારણ પ્રગતિ અને દેશની પરિસ્થિતિને લક્ષમાં લઈ સરકારે, શિક્ષણ-પદ્ધતિને સુધારી; અને તેમાં ખાસ કરીને યુરોપ અને અમેરિકાનાં મહત્ત્વનાં લક્ષણોને દાખલ કર્યાં. આ રીતે જ જાપાન કેળવણી-ની ઉન્નત અવસ્થાએ પહોંચ્યું છે, અને તેનાં શુભ ફળો હાલ તે ભોગવે છે.

સને ૧૯૩૪ના એપ્રિલની ત્રીજી તારીખે, જાપાનના પાટવી કુંવરના જન્મ નિમિત્તે અભિનંદન આપવા, અને પ્રાથમિક શાળાના શિક્ષકોના જીવનવિકાસ માટેની ભવ્ય સભામાં હાજરી આપવા, આખા દેશની પ્રાથમિક શાળાઓના શિક્ષકો તરફથી ૩૫,૦૦૦ જેટલી મોટી સંખ્યામાં પ્રતિનિધિઓ, શાહી મહેલની સામેના મેદાનમાં એકઠા થયા હતા. આ પ્રસંગે શિક્ષકોની મુલાકાતથી નામદાર શહેનશાહ પ્રસન્ન થયા હતા; અને તેમને તેઓશ્રીએ એક કૃપાપૂર્ણ સંદેશો સંભળાવ્યો હતો. તેનો સાર નીચે મુજબ છે:–

"પ્રજાના સદાચારમાં વૃદ્ધિ કરી સામ્રાજ્યને આબાદ કરવાનો મુખ્ય આધાર પ્રાથમિક કેળવણી ઉપર છે. આથી આ જાતની કેળવણી સાથે જેઓ સંબંધ ધરાવતા હોય તેમણે તેમાં સુધારા-વધારા કરવા માટે રાતદિવસ તનતોડ મહેનત કરવી જોઈએ." નામદાર શહેનશાહના આવા કૃપાળુ શબ્દોની ઉંડી અસરથી પ્રેરાઈ-ને કેળવણી ખાતાના પ્રધાને પ્રજાની જાણને માટે નિવેદન બહાર પાડીને આગ્રહપૂર્વક શિક્ષકોને જણાવ્યું કે તેમણે ઉપર જણાવેલી શહેનશાહની ઇચ્છાઓને પૂર્ણ કરવા પોતાની ફરજો યત્નપૂર્વક અદા કરવી જોઈએ.

શહેનશાહ મૈજીના રાજ્ય-અમલ પહેલાં કેળવણી સંબંધી

વિચારોમાં બૌદ્ધ અને કન્ફ્યુશિયન ધર્મભાવનાઓને લીધે હર-હંમેશ ફેરફારો થયા કરતા હતા; છતાં પણ, લોકો તે વખતે આ પરદેશી કેળવણીને અપનાવી લેવાને તૈયાર હતા. રાજ્યબંધારણ અને જાપાનનાં પોતાનાં વિશિષ્ટ લક્ષણોની મદદથી પ્રજાએ પોતાની એક જુદી જ સંસ્કૃતિ ઉપજાવી કાઢી. શહેનશાહ મૈજીની શરૂઆતની કારકીર્દિમા જાપાનીઓ પાશ્ચાત્ય સંસ્કૃતિથી એટલા બધા મોહ પામી ગયા હતા કે તેઓ પશ્ચિમની દરેક વસ્તુને અપનાવી લેવાને આતુર હતા. કેળવણીકારો સ્વેચ્છાથી બધી જ જાતના મતમતાતરોથી દોરાઈ જતા. આ પરિસ્થિતિ જોઈને સને ૧૮૯૦-ના અકટોબર મહિનામાં કેળવણી સંબધી એક શાહી ફરમાન બહાર પાડવામાં આવ્યુ. તેને આધારે દેશની કેળવણી સંબંધી નીતિ નિશ્ચયાત્મક રીતે યોજાઈ. આ ફરમાનમાં બતાવેલા સિદ્ધાંતોને બધી શાળાઓ અનુસરવા લાગી, અને પરિણામે રાષ્ટ્રીય જરૂરિયાતોને રૂપમાં તેમ જ ગુણમાં બંધબેસતી કેળવણીની યોજના ઘડઈ. હાલની જાપાનની કેળવણીની યોજના પશ્ચિમના દેશો કરતા રચના અને ગુણમાં કોઈ પણ રીતે ઉતરતી નથી. પોતાના રાજ્યબંધારણનાં સુંદર તત્ત્વો ઉપર આધાર રાખીને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો સફળ રીતે મેળ સાધવાનું માન એ યોજનાને જ ઘટે છે.

ઉપર જણાવેલા શાહી ફરમાનનું ભાષાંતર ઉપોદ્ઘાતમાં પૃષ્ઠ ૭ મા ઉપર આપવામા આવ્યું છે.

સાર શ કે, પ્રજાની સંસ્કૃતિને રાજકુટુંબ તરફથી મળતા આદરમા જ જાપાની કેળવણીના પાયો છે. બૌદ્ધ અને કન્ફ્યુશિયન ધર્મની લાગવગને લીધે તે મજબૂત બની છે; પશ્ચિમની કેળવણી દાખલ કરવાથી એના પ્રગતિમાં વધારો થયો છે. ઘણાં

સૈકાંના યત્ન પછી અને જુદી જુદી સંસ્કૃતિઓના સુયોગને લીધે જાપાનની કેળવણીનો પાયો ઘણો ઉંડો અને મજબૂત રચાયો છે. એમાં પરદેશી પદ્ધતિનું જરાકે બાહ્ય અનુકરણ નથી.

## કેળવણી સંબંધી વ્યવસ્થાતંત્ર

જાપાનની કેળવણી ઉપર ખાસ કરીને રાજ્યની જ સત્તા છે. છતાં ય સ્થાનિક જરૂરિયાતોને પહોંચી વળવાના હેતુથી એ સત્તા કેટલેક અંશે જેતે સ્થળની જેતે સંસ્થાઓને સોંપવામાં આવી છે. રાજ્યતંત્રનાં બીજાં અંગોની માફક જ મધ્યસ્થ સરકાર અને સ્થાનિક સ્વતંત્ર સંસ્થાઓ વચ્ચે કેળવણી સંબંધી સત્તાની યોગ્ય રીતે વહેંચણી કરવામાં આવી છે. ખાનગી ગૃહસ્થોને પણ અમુક શરતોએ શાળાઓ ઉઘાડવા દેવામાં આવે છે.

જાહેર સ્થાનિક સંસ્થાઓને શાળાઓ સ્થાપવા તથા તે નિભાવી રાખવા માટેનો નાણાં સંબંધી વહીવટ સોંપવામાં આવ્યો છે. આમાંનો કેટલોક વહીવટ રાજાજ્ઞામાં દર્શાવ્યા પ્રમાણે ફરજિયાત કરવો પડે છે; અને બાકીનો વહીવટ સંસ્થાઓ પોતાની મુનસફી પ્રમાણે કરે છે. અધ્યાપન શાળાઓ, માધ્યમિક શાળાઓ કન્યાઓની ઉચ્ચ શાળાઓ, અંધશાળાઓ અને બહેરાંમૂંગાંની શાળાઓનો વહીવટ હોકેડો * અને બીજા પ્રાંતોને ફરજિયાત કરવો પડે છે. આ ઉપરાંત રાજાજ્ઞાઓને અનુસરીને કેળવણી ખાતાના પ્રધાને બહાર પાડેલા હુકમ મુજબ હુન્નરશાળાઓનો વહીવટ તથા દરેક શહેર, કસ્બા, અને ગામે પ્રાથમિક શાળાઓ ચલાવવાનો વહીવટ પણ ફરજિયાત છે. આ સિવાયની બીજી બાબતો ઘણે ભાગે સ્થાનિક સંસ્થાઓ ઉપર છોડી દેવામાં આવે છે.

સ્થાનિક સંસ્થાઓને પુરુષો તથા સ્ત્રીઓ માટે અધ્યાપન

* હોકેડો એ જાપાનની બાજુમાં આવેલા એક બેટનું નામ છે.

શાળાઓ ચલાવવાની સત્તા નથી; અને વિશ્વવિદ્યાલયો, ઉચ્ચતર શાળાઓ, અને અધ્યાપન શાળાઓ ચલાવવાનો અધિકાર ફક્ત હોકેડો અને બીજા પ્રાંતોને જ આપવામાં આવ્યો છે. વળી કોઈ પણ શહેર, કસ્બો, કે ગામને પ્રાથમિક સિવાયની બીજી કોઈ પણ પ્રકારની શાળા સ્થાપવાની મરજી હોય તો તેણે પ્રથમ પ્રાથમિક શાળા સ્થાપી પોતાની ફરજમાથી મુક્ત થવું જોઇએ. આ ઉપરાંત જાહેર સ્થાનિક સંસ્થાઓ પોતાનુ એક મંડળ સ્થાપીને, મંડળના સહિયારા ખર્ચે શાળાઓ સ્થાપી તથા ચલાવી શકે છે. એવા મંડળને કેળવણી મંડળ કહે છે

વિશ્વવિદ્યાલય, ઉચ્ચતર શાળા, વિશિષ્ટ શાળા, કે માધ્યમિક શાળા જેવી સંસ્થા ખાનગી રીતે સ્થપાઈ હોય તો કાતો એ સંસ્થા જ કાયદેસર સ્થપાયેલી અગત્યની સંસ્થા હોવી જોઈએ અથવા તો જેનો મુખ્ય ઉદ્દેશ એવી શાળાઓ ચલાવવાનો જ હોય એવા કોઈ મંડળ તરફથી એની વ્યવસ્થા થતી હોવી જોઈએ. જો કોઈ ખાનગી ગૃહસ્થ બીજી જાતની શાળાઓ ચલાવે તો તેની પાસે પૂરતાં સાધનો હોવાં જોઈએ

શાળાઓનાં સ્વરૂપ, ઉદ્દેશ, તેમનો અભ્યાસક્રમ, અભ્યાસકાળ, તેમનો વહીવટ, તેમા દાખલ થવાની લાયકી, તેમના શિક્ષકોની લાયકી, સાધનો, ખર્ચને પહોંચી વળવાના ઉપાયો, અભ્યાસની ફી, વગેરે રાજાજ્ઞાઓથી નક્કી કરી આપવામાં આવ્યું છે. જાહેર સંસ્થાઓ કે ખાનગી ગૃહસ્થો તરફથી કોઈ શાળા સ્થાપવામાં આવે તો તેમણે પ્રથમ દેખરેખ રાખનાર શાળાધિકારીની મંજૂરી લેવી પડે છે, અને એ શાળાની શિક્ષણપદ્ધતિ તથા નાણાંની વ્યવસ્થા ઉપર કેટલેક અંશે એ અધિકારીનો કાબુ રહે છે.

સિદ્ધાંતને ખાતર, ધર્મોને કેળવણીથી અળગા રાખવામાં

આવ્યા છે. કાયદાઓથી તથા રાજાજ્ઞાઓથી જે શાળાઓનો અભ્યાસક્રમ મુકરર થયો છે એવી સરકારી અને જાહેર સંસ્થાઓમાં તથા ખાનગી ગૃહસ્થો તરફથી ચાલતી શાળાઓમાં, ચાલુ અભ્યાસક્રમમાં કે એ બહાર ધાર્મિક શિક્ષણ આપવાની તથા ધાર્મિક ઉત્સવો ઉજવવાની મના કરવામાં આવી છે.

પરદેશ, સ્વદેશ, મહેસુલ, લશ્કર, નૌકા, ન્યાય, કેળવણી, જંગલ ને ખેતી, વેપારઉદ્યોગ, વ્યવહાર માર્ગો, રેલ્વે, અને દરિયાપાર, એવાં બાર ખાતાંમાં જાપાનના રાજ્યતંત્રને વહેંચી નાખવામાં આવ્યું છે. એ દરેક ખાતાના વડાને પ્રધાન કહેવામાં આવે છે.

કેળવણી, કળા, વિજ્ઞાન, સાહિત્ય, અને ધર્મ એટલા વિષયો કેળવણી ખાતાનો પ્રધાન સંભાળે છે. કેળવણી સંબંધી વ્યવસ્થાતંત્રમાં એ જ સર્વસત્તાધીશ છે. રાજકારણને લગતી તથા શહેનશાહના મંત્રીમંડળ સાથે સબંધ ધરાવતી બાબતોમાં રાજસભા તરફથી નિમાયેલો એક ઉપપ્રધાન તેને મદદ કરે છે. આ ઉપરાત એક બીજો કેળવણી ખાતાનો ઉપપ્રધાન તેની મદદમાં હોય છે, અને તે ખાતાનું કામકાજ બરાબર ગોઠવે છે, તથા ખાતાના જુદા જુદા વિભાગો ઉપર દેખરેખ રાખે છે. સંસ્થાનોની કેળવણી જેતે સસ્થાનની સરકારના તાબામા હોય છે, તેમ જ લશ્કર અને નૌકા ખાતાં તરફથી ચાલતી શાળાઓ અને સરકારી કચેરીઓ તરફથી ચાલતી શાળાઓ પણ કેળવણી ખાતાના પ્રધાનના અધિકારમાં હોતી નથી.

કેળવણી ખાતાના અધિકારમાં આવતી કેળવણી, કળા, વિજ્ઞાન, અને સાહિત્યને લગતી બાબનોનો વહીવટ કરવાને ખાતાના જુદા જુદા વિભાગ પાડવામાં આવ્યા છે, જેમકે-ઉચ્ચતર શિક્ષણ

વિભાગ, સર્વસાધારણ શિક્ષણ વિભાગ, હુન્નર શિક્ષણ વિભાગ, સામાજિક શિક્ષણ વિભાગ, વિચારનિરીક્ષણ વિભાગ, પાઠ્યપુસ્તક વિભાગ, શિક્ષણ સંશોધન વિભાગ, ધર્મસંરક્ષણ વિભાગ. દરેક વિભાગનો એક સંચાલક હોય છે; અને તેના હાથ નીચે કારભાર ચલાવનારા મંત્રીઓ હોય છે. જે વિષયો ઉપરના કોઈ પણ વિભાગના અધિકારમાં આવતા નથી તેની વ્યવસ્થા પ્રધાનમંડળ કરે છે. એ ઉપરાંત રાજસભાનો એક પ્રતિનિધિ રાજકારણમાં તથા શહેનશાહના મંત્રીમંડળને લગતી બાબતોમાં મદદ કરે છે. શાળાનિરીક્ષકો શિક્ષણની બાબતો ઉપર દેખરેખ રાખે છે. સામાજિક શિક્ષણના નિરીક્ષકો સામાજિક શિક્ષણ ઉપર ધ્યાન આપે છે. પાઠ્યપુસ્તક નિરીક્ષકો પાઠ્યપુસ્તકો રચે છે અને તૈયાર પાઠ્યપુસ્તકો તપાસે છે. શાળા-આરોગ્ય નિરીક્ષકો શાળાઓના આરોગ્ય સંબંધી સ્થિતિની તપાસ રાખે છે. વળી વધારામાં પ્રતિષ્ઠિત સરકારી નોકરો અને ખાનગી ગૃહસ્થોનાં બનેલા સલાહકાર મંડળોની સલાહ મુજબ કેળવણીનું વ્યવસ્થા તંત્ર યોગ્ય રીતે ચાલે છે.

રાજધાનીના મુખ્ય પોલિસ અમલદારને, હોકેડો બેટના સુબાને, અને શહેર વિભાગ તથા બીજા પ્રાંતોના સુબાને કેળવણી ખાતાનો પ્રધાન પોતાના અધિકારની બાબતોમા સૂચનાઓ આપી શકે છે, તથા તેમના ઉપર દેખરેખ રાખી શકે છે, વિશ્વવિદ્યાલયો બીજી શાળાઓ, અને સરકારી, તેમ જ સાર્વજનિક કે ખાનગી વિશ્વવિદ્યાલયો અને ઉચ્ચતર શાળાઓના પુસ્તકાલયોના ઉપરીઓ ઉપર સીધી દેખરેખ રાખે છે, અને પ્રાંતોના સુબાની મારફત પ્રાંતોની સાર્વજનિક અને ખાનગી શાળાઓ અને પુસ્તકાલયો ઉપર અંકુશ રાખે છે.

હોકેડો બેટ અને બીજા પ્રાંતોના સુબા પોતપોતાના વિભાગ-

માં રાજ્યતંત્રને માટે જવાબદાર છે. તેઓ પોતાના તાબાના અમલદારો ઉપર દેખરેખ રાખે છે અને તેમના ઉપર અમલ ચલાવે છે. પોતાના અધિકારમાં આવતી બધી શાળાઓ, બાલોદ્યાનો, અને પુસ્તકાલયોની તપાસ તેઓ રાખે છે સુબાના હાથ નીચે ચાર મુખ્ય અમલદારો હોય છે કેળવણીનો મુખ્ય અમલદાર, નાણાં અને વેપારનો મુખ્ય અમલદાર, પોલિસનો મુખ્ય અમલદાર, અને બીજા પરચુરણ વિષયોનો મુખ્ય અમલદાર. કેળવણીની સર્વસત્તા કેળવણીના મુખ્ય અમલદારના હાથમા છે. આ અમલદારો ઉપરાંત શાળા નિરીક્ષકો અને ઉપનિરીક્ષકો શાળાઓ અને કેળવણીને લગતી સર્વ વ્યવસ્થા જુએ છે.

શહેર, કસ્બા, અને ગામડાં પોતાના વ્યવસ્થાતંત્ર માટે સ્વતંત્ર વિભાગો ગણાય છે, અને શહેર તથા કસ્બામાં નગરાધ્યક્ષ, અને ગામડાંમા મુખી મુખ્ય વહીવટી અમલદારો ગણાય છે. તેઓ સરકારી નોકરો ગણાતા નથી; તોપણ તેઓ કાયદા અને રાજાજ્ઞાઓને અનુસરીને રાજતંત્ર ચલાવે છે, અને પ્રાથમિક શાળાઓ ઉપર અંકુશ ધરાવે છે. પ્રાથમિક શાળાઓના મુખ્ય શિક્ષકો અને ઉપશિક્ષકોની જગ્યાઓ પૂરવામાં પ્રાતના સુબાને ભલામણો કરવાનો અધિકાર શહેરના નગરાધ્યક્ષોને હોય છે. શહેરો અને કસ્બાઓમા ઉપનગરાધ્યક્ષો હોય છે અને ગામડામાં મદદનીશ મુખીઓ હોય છે. વળી શાળાઓના કેળવણી મંડળો અને ગામડામા વિભાગી મુખીઓ હોય છે. આ બધા અમલદારો નગરાધ્યક્ષો અને મુખીને પોતાની ફરજ અદા કરવામા બનતી મદદ કરે છે.

સરકારી નિશાળોના અને અધ્યાપન શાળાઓના મુખ્ય અધ્યાપકો સરકારી નોકરો હોય છે. તેઓ શાળાનું કામકાજ તપાસે

છે અને શિક્ષકવર્ગ ઉપર દેખરેખ રાખે છે, અને તેઓને પોતાના ઉપરી શાળાનિરીક્ષકોના અમલ નીચે કામ કરવું પડે છે.

ટુંકાણમાં કહીએ તો જાપાનમાં કેળવણી ઉપરની સર્વસત્તા રાજ્યના જ હાથમાં છે: જોકે સ્વતંત્ર સાર્વજનિક સંસ્થાઓને તથા ખાનગી ગૃહસ્થોને કેટલેક અંશે એ સત્તા સોંપવામાં આવી છે. આ નીતિને અનુસરીને જાપાન પોતાની કેળવણીના વિષયમાં સરળ વિકાસ સાધવા માગે છે. મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકારોનાં રાજ્યતંત્ર એટલાં બધાં વ્યસ્થિત છે કે ઉપરી-અધિકારીઓના હુકમોનો તાબાના અધિકારીઓ સંપૂર્ણ વફાદારીથી અમલ કરે છે. રાજ્યે હાથ પર લીધેલાં મોટા કામો અને યોજનાઓને લગતી અગત્યની બાબતો ખાસ સલાહકાર મંડળો તરફ કાળજીથી વિચાર થવા માટે મોકલાય છે.

## શાળાઓમાં અપાતી કેળવણી

### સામાન્ય અવલોકન

જાપાનમાં પ્રાથમિક કેળવણીનું મુખ્ય સાધન પ્રાથમિક શાળાઓ છે. માધ્યમિક કેળવણી માટે કન્યાઓની ઉચ્ચ શાળાઓ, હુન્નર શાળાઓ, અને યુવક શાળાઓ એટલી સંસ્થાઓ છે. ઉચ્ચતર શાળાઓ, વિશ્વવિદ્યાલયો, વિશિષ્ટ શાળાઓ, વિશિષ્ટ હુન્નર શાળાઓ, એ બધાં ઉચ્ચતર કેળવણીનાં અંગો છે. અધ્યાપન શાળાઓ, ઉચ્ચ અધ્યાપન શાળાઓ, સ્ત્રીઓ માટેની ઉચ્ચ અધ્યાપન શાળાઓ, શિક્ષકો તૈયાર કરનારી ખાસ સંસ્થાઓ, યુવક શાળાઓના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ, હુન્નર શાળાઓના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ, એ બધી શિક્ષકોને તાલીમ આપનારી સંસ્થાઓ છે આ ઉપરાંત બાલોદ્યાનો, અંધશાળાઓ, બહેરાંમૂંગાંની શાળાઓ, અને બીજી પરચુરણ

શાળાઓ એ પણ કેળવણીની સંસ્થાઓ છે.

છેલ્લાં પાંચ વર્ષમાં જાપાનની કુલ શાળાઓની અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા નીચે મુજબ હતી:—

| વર્ષ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૪૫,૭૯૩ | ૧,૩૪,૦૮,૯૭૧ |
| ૧૯૩૨ | ૪૫,૭૬૬ | ૧,૩૦,૭૩,૮૫૪ |
| ૧૯૩૧ | ૪૫,૮૯૮ | ૧,૨૮,૪૭,૭૩૦ |
| ૧૯૩૦ | ૪૫,૮૦૩ | ૧,૨૫,૪૯,૩૨૦ |
| ૧૯૨૯ | ૪૫,૬૧૨ | ૧,૨૨,૮૭,૬૬૦ |

૧૯૩૩ના માર્ચની પહેલી તારીખે જાપાનની જુદી જુદી શાળાઓની અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા નીચે મુજબ હતી :—

| | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૨૫,૫૯૭ | ૧,૦૭,૧૪,૧૯૬ |
| માધ્યમિક શાળાઓ | ૫૫૮ | ૩,૨૯,૪૫૬ |
| કન્યાઓની ઉચ્ચ શાળાઓ | ૯૬૩ | ૩,૬૧,૭૩૯ |
| હુન્નરશાળાઓ | ૮૨૨ | ૨,૬૦,૯૮૮ |
| હુન્નરશાળાઓને લગત શાળાઓ | ૧૫,૦૯૧ | ૧૨,૭૦,૮૭૪ |
| ઉચ્ચતર શાળાઓ | ૩૨ | ૨૦,૫૮૯ |
| વિશ્વવિદ્યાલયો | ૪૭ | ૭૦,૧૬૨ |
| વિશિષ્ટ શાળાઓ | ૧૧૬ | ૬૭,૩૪૧ |
| વિશિષ્ટ હુન્નરશાળાઓ | ૫૪ | ૨૨,૫૪૬ |
| અધ્યાપન શાળાઓ | ૧૦૩ | ૩૬,૮૬૭ |
| ઉચ્ચ અધ્યાપન શાળાઓ | ૨ | ૧,૭૯૦ |
| સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળાઓ | ૨ | ૮૩૯ |

| | | |
|---|---|---|
| શિક્ષકો તૈયાર કરનારી ખાસ સંસ્થાઓ | ૪ | ૧૫૪ |
| હુન્નરશાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ | ૪ | ૩૭૧ |
| હુન્નરશાળાને લગતી શાળાઓ માટે શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ | ૪૨ | ૧,૦૩૯ |
| અંધશાળાઓ | ૭૮ | ૪,૬૧૩ |
| બહેરાંમૂંગાની શાળાઓ | ૫૯ | ૪,૩૭૬ |
| જેના અભ્યાસક્રમ માટે કાયદામાં ઉલ્લેખ નથી એવી પરચુરણ શાળાઓ | ૧૯,૧૭ | ૨,૦૩,૧૨૩ |
| | કુલ ૪૫,૭૯૩ | ૧,૩૪,૦૮,૯૭૧ |

## પ્રાથમિક કેળવણી

જાપાનમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત છે શહેનશાહ મેઈજીના યુગ પછી તેની યોજનામાં ઘણા ફેરફારો થયા છે. તે સંબંધીના એક શાહી ફરમાનમાં પ્રાથમિક શાળાઓનો ઉદ્દેશ નીચે મુજબ બતાવ્યો છે :—

"બાળકોને ભવિષ્યના નાગરિકો બનાવવા માટે નીતિશિક્ષણનાં મૂળતત્ત્વો શિખવવાના ઉદ્દેશથી પ્રાથમિક શાળાઓની યોજના કરવામા આવી છે. સાથે સાથે જીવનવ્યવહારમાં ઉપયોગી થાય અને બાળકોની બુદ્ધિ ખીલે એવું સામાન્ય જ્ઞાન આપવાનો અને બાળકોના શારીરિક વિકાસ તરફ પૂરતું ધ્યાન આપવાનો પણ એમા ઉદ્દેશ છે."

૧૮૯૦માં જાહેર કરેલા શાહી ફરમાન મુજબ, શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં તમામ બાળકોના બાપ, વડીલ ભાઈ, કે વાલીને પોતાની સંભાળ નીચેનાં બાળકોને શાળામાં મોકલવાની ફરજ

પાડવામાં આવી. ત્યાર બાદ શાળામાં ફરજિયાત હાજરી આપ-વાની મુદત નક્કી કરવા માટેના નિયમોમાં વારંવાર ફેરફારો કરવામાં આવ્યા છે. આ રીતે ફરજિયાત કેળવણીની હાલની યોજના ઘડાઈ છે.

આ યોજના મુજબ છથી ચૌદ વર્ષ સુધીનાં તમામ બાળકોને શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં બાળકો ગણવામાં આવે છે. એવાં બાળકોની સંભાળ રાખનાર બાપ કે વાલી, તેમને શહેર, કસ્બા, કે ગામ તરફથી સ્થપાયેલી પ્રાથમિક શાળામાં અભ્યાસક્રમ પૂરો થતાં સુધી મોકલવાને બંધાયેલા છે; અથવા તો આ શાળા-ઓના જેવી જ સરકારે માન્ય રાખેલી સરકારી, પ્રાંતોની, કે કોઈ ખાનગી ગૃહસ્થની શાળામાં પોતાનાં બાળકોને ભણવા મોકલીને પણ તેઓ પોતાની ફરજમાંથી છૂટા થઈ શકે છે.

બાળકની શારીરિક કે માનસિક નબળાઈને લીધે અથવા બાપ કે વાલીની અત્યંત ગરીબાઈને લીધે બાળકને શાળામાં ન મોકલી શકાય તો તેના બાપ કે વાલીને પોતાની જવાબદારીમાંથી મુક્ત કરવામાં આવે છે. વળી શાળામા જવા યોગ્ય ઉમ્મરનાં બાળકને નોકરીમાં રાખનાર માલિકે તે બાળકને શાળામાં જવા માટે અડચણ ન આવે એની કાળજી રાખવી જ જોઈએ એમ કાયદાથી ઠરાવવામાં આવ્યું છે.

શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં બાળકોને સામાન્ય પ્રાથમિક શાળાનું શિક્ષણ ફરજિયાત આપવાનું હોવાથી, એવાં બધાં જ બાળકોને એ શિક્ષણ મળે એટલા માટે પૂરતા પ્રમાણમાં પ્રાથમિક શાળાઓ ઉઘાડવી પડે એમ હોવાથી એવી સામાન્ય પ્રાથમિક શાળાઓ ઉઘાડવાની જવાબદારી શહેરો, કસ્બા, અને ગામડાં ઉપર નાંખવામાં આવી છે; અને તેઓ એવી શાળાઓ ચલાવી

પોતાનું કર્તવ્ય બજાવવા ઉમંગભેર ભારે પ્રયત્ન કરી રહ્યાં છે. વળી એને માટેના ખર્ચનો થોડો બોજો રાજ્યની તિજોરી ઉપર પણ નાંખી શકાય-એવી વ્યવસ્થા ખાસ કાયદાઓથી કરવામાં આવી છે. આ પ્રમાણે જાપાનમાં પ્રાથમિક શાળાઓનો વિસ્તાર ઘણો થયો છે. ૧૯૩૩ના માર્ચ મહિનામાં કરેલી તપાસણીમાં જણાયું હતું કે જાપાનમાં સામાન્ય પ્રાથમિક શાળાઓ અને સામાન્ય તથા ઉંચા પ્રકારની મિશ્ર પ્રાથમિક શાળાઓ મળી કુલ ૨૫,૫૩૯ શાળાઓ હતી.

હાલમાં છેલ્લાં પાચ વર્ષથી શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં બાળકો પૈકી શાળામાં અભ્યાસ કરતાં બાળકોનું પ્રમાણ ૯૯ ટકા જેટલું આવે છે.

| વર્ષ | શાળામા જવા યોગ્ય ઉમ્મરના બાળકો | શાળામા ભણુતા બાળકો | શાળામા નહિ ભણુતા બાળકો | શાળામા ભણુતા બાળકોનુ પ્રમાણ |
|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૧,૦૭,૫૪,૯૬૨ | ૧,૦૭,૦૮,૯૩૦ | ૪૬,૦૩૨ | ૯૯·૫૭ |
| ૧૯૩૨ | ૧,૦૩,૯૨,૭૯૪ | ૧,૦૩,૪૪,૬૪૨ | ૪૮,૧૫૨ | ૯૯·૫૪ |
| ૧૯૩૧ | ૧,૦૧,૦૫,૯૪૧ | ૧,૦૦,૫૬,૫૩૦ | ૪૯,૪૧૧ | ૯૯·૫૧ |
| ૧૯૩૦ | ૯૮,૮૩,૭૮૫ | ૯૮,૩૨,૮૪૭ | ૫૦,૯૩૮ | ૯૯·૪૮ |
| ૧૯૨૯ | ૯૭,૧૭,૦૫૭ | ૯૬,૬૩,૫૮૬ | ૫૩,૪૭૧ | ૯૯·૪૫ |

દરેક વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી ઉપરથી આ આંકડા આપ્યા છે. "શાળામાં જવા યોગ્ય ઉમ્મરના બાળકો"માં આગલા વર્ષના એપ્રિલની પહેલી તારીખે છઠ્ઠું વર્ષ ચાલતું હોય એવા બાળકોની ગણતરી કરવામા આવી છે, કારણકે તે તારીખે દરેક શાળાના અભ્યાસનુ નવુ વર્ષ શરૂ થાય છે. "શાળામા ભણતા બાળકો"મા સામાન્ય

પ્રાથમિક શાળામા ભણતા તથા અભ્યાસ પૂરો થયા છતા ચૌદ વર્ષની અંદર હોય એવાં બાળકોની ગણતરી કરવામાં આવી છે.

શાળામાં ભણતાં બાળકોના જાતિવાર આંકડા નીચે પ્રમાણે છે –

| વર્ષ | શાળામા જવા યોગ્ય બાળકો | | શાળામાં ભણતાં બાળકો | | શાળામા ભણતાં બાળકોનુ પ્રમાણ | |
|---|---|---|---|---|---|---|
| | છોકરા | છોકરીઓ | છોકરા | છોકરીઓ | છોકરા | છોકરીઓ |
| ૧૯૩૩ | ૫૪,૫૩,૧૧૪ | ૫૩,૦૧,૮૪૮ | ૫૪,૩૦,૧૭૭ | ૫૨,૩૮,૭૫૩ | ૯૯·૫૮ | ૯૯·૫૬ |
| ૧૯૩૨ | ૫૨,૬૯,૦૮૮ | ૫૧,૨૩,૭૦૬ | ૫૨,૪૫,૧૫૩ | ૫૦,૯૯,૪૯૯ | ૯૯·૫૫ | ૯૯·૫૩ |
| ૧૯૩૧ | ૫૧,૨૫,૮૫૨ | ૪૯,૮૦,૦૯૮ | ૫૧,૦૧,૪૦૯ | ૪૯,૫૫,૧૨૧ | ૯૯·૫૨ | ૯૯·૫૦ |
| ૧૯૩૦ | ૫૦,૧૮,૧૬૩ | ૪૮,૬૫,૬૨૨ | ૪૯,૯૩,૩૨૯ | ૪૮,૩૯,૫૧૮ | ૯૯·૫૧ | ૯૯·૪૬ |
| ૧૯૨૯ | ૪૯,૩૭,૬૪૭ | ૪૭,૭૯,૪૧૦ | ૪૯,૧૧,૭૫૧ | ૪૭,૫૧,૮૩૫ | ૯૯·૪૮ | ૯૯·૪૨ |

જાપાનમાં પ્રાથમિક શાળાઓ બે પ્રકારની છે સામાન્ય પ્રાથમિક શાળાઓ અને ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાઓ. પહેલી જ વખત ભણવા જનારાં બાળકોને સામાન્ય પ્રાથમિક શાળામાં દાખલ કરવામા આવે છે. તેમા છ વર્ષનો અભ્યાસક્રમ હોય છે. એ અભ્યાસ પૂરો કર્યા પછી ઉંચા પ્રકારની પ્રાથમિક શાળામાં બાળકને દાખલ કરવામાં આવે છે. તેનો અભ્યાસક્રમ બે કે ત્રણ વર્ષનો હોય છે. સામાન્ય પ્રાથમિક શાળામા નીચેના વિષયો શિખવવામા આવે છે. નીતિશિક્ષણ, જાપાની ભાષા, ગણિત, જાપાનનો ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ચિત્રકળા, સંગીત, અને વ્યાયામ. કન્યાઓને શીવણકામ વધારામા શીખવું પડે છે. ઉપર જણાવેલા વિષયો ઉપરાંત, ઉંચા પ્રકારની પ્રાથમિક શાળામાં હાથકારીગરી, ખેતી, ઉદ્યોગ, અને વેપાર એ વિષયોમાંથી એક અથવા વધારે વિષયો શિખવાય છે; અને કન્યાઓને ગૃહવિજ્ઞાન પણ શિખવવામાં આવે છે. વળી સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ

હોય તો સામાન્ય પ્રાથમિક શાળામાં હાથકારીગરી અને ઉંચા પ્રકારની પ્રાથમિક શાળામાં પરદેશી ભાષાઓ અને બીજા ઉપયોગી વિષયો વધારામાં શીખવી શકાય છે.

### સામાન્ય પ્રાથમિક શાળામાં શિખવવા માટે અઠવાડિયા દરમ્યાન મુકરર કરેલા કલાકો

| વિષય | પહેલુ વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ | પાચમું વર્ષ | છઠ્ઠું વર્ષ |
|---|---|---|---|---|---|---|
| નીતિશિક્ષણ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| જાપાની ભાષા | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ | ૯ | ૯ |
| ગણિત | ૫ | ૫ | ૬ | ૬ | ૪ | ૪ |
| જાપાનનો ઇતિહાસ | – | – | – | – | – | – |
| ભૂગોળ | – | – | – | – | ૨ | ૨ |
| વિજ્ઞાન | – | – | – | ૨ | ૨ | ૨ |
| ચિત્રકલા | – | – | ૧ | ૧ છોકરાઓ | ૨ | ૨ |
| | | | | છોકરીઓ | ૧ | ૧ |
| સંગીત અને | ૪ | ૪ | ૧ | ૧ | ૨ | ૨ |
| વ્યાયામ | | | ૩ | ૩ | ૩ | ૩ |
| શીવણકામ | – | – | – | ૨ | ૮ | ૩ |
| કુલ | ૨૧ | ૨૩ | ૨૫ છોકરાઓ | ૨૭ | ૨૮ | ૨૮ |
| | | | છોકરીઓ | ૨૯ | ૩૦ | ૩૦ |

આ ઉપરાંત પહેલા અને બીજા વર્ષમાં અઠવાડિયે એક કલાક ચિત્રકલા શીખવી શકાય છે, તથા પહેલા, બીજા ને ત્રીજા વર્ષમા અઠવાડિયે એક કલાક અને ચોથા, પાંચમા ને છઠ્ઠા વર્ષમાં અઠવાડિયે બે કલાક હાથકારીગરી શીખવી શકાય છે.

## ઉંચા પ્રકારની પ્રાથમિક શાળામાં શિખવવા માટે અઠવાડિયા દરમ્યાન મુકરર કરેલા કલાકો

| | બે વર્ષના અભ્યાસક્રમમાં | | ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં | | |
|---|---|---|---|---|---|
| વિષયો | પહેલું વર્ષ | બીજું વર્ષ | પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ |
| નીતિશિક્ષણ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| જાપાની ભાષા | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| ગણિત | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| જાપાનનો ઇતિહાસ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ભૂગોળ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| વિજ્ઞાન | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ચિત્રકલા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| હાથકારીગરી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| સંગીત | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| વ્યાયામ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| હુન્નર શિક્ષણ | | | | | |
| છોકરાઓને | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| છોકરીઓને | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ગૃહવિજ્ઞાન ને શીવણ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| કુલ છોકરાઓને | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૩૦ |
| કુલ છોકરીઓને | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૧ |

આ ઉપરાંત પહેલા અને બીજા વર્ષમાં છોકરાઓ માટે અઠવાડિયે ત્રણ કલાક અને છોકરીઓ માટે બે કલાક, તથા ત્રીજા વર્ષમાં છોકરાઓ માટે બે કલાક તથા છોકરીઓ માટે એક કલાક, પરદેશી ભાષાઓ તથા બીજા ઉપયોગી વિષયો શિખવવા માટે વધારી શકાય છે.

વળી કુલ અઠવાડિયાં ૩૨ કલાકથી વધી ન જાય એવી રીતે કોઈ પણ વિષય માટે વધારાના કલાક રાખી શકાય. પ્રયોગશાળાનુ કામ આ ઉપરાંતના વખતમાં શીખવી શકાય.

સામાન્ય પ્રાથમિક શાળાનો અને ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ એક જ પ્રાથમિક શાળામાં રાખી શકાય છે, અને એવી શાળાને "સામાન્ય અને ઉંચા પ્રકારની પ્રાથમિક શાળા" કહેવામાં આવે છે વળી સામાન્ય પ્રાથમિક શાળામાં અથવા ઉંચા પ્રકારની પ્રાથમિક શાળામાં બે વર્ષ સુધીનો અભ્યાસક્રમ પણ રાખી શકાય છે.

**જાપાનની પ્રાથમિક શાળાઓ અને તેમાં ભણતાં બાળકોના આંકડા નીચે આપ્યા છે :-**

| | પ્રાથમિક શાળાઓ | | | | બાળકો | | |
|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | સામાન્ય શાળાઓ | સામાન્ય અને ઉંચા પ્રકારની શાળાઓ | [illegible] | કુલ | સામાન્ય અભ્યાસક્રમમા | ઉંચા પ્રકારના અભ્યાસક્રમમા | કુલ |
| ૧૯૩૩ | ૭,૦૯૭ | ૧૮,૪૪૨ | ૧૯૮ | ૨૫,૬૯૭ | ૮૬ ૧૪,૧૦૭ | ૧૪,૦૦ ૦૮૯ | ૧,૦૦,૧૪,૧૯૬ |
| ૧૯૩૨ | ૭,૦૯૦ | ૧૮,૪૧૪ | ૧૬૧ | ૨૫,૬૬૫ | ૯૦,૬૮,૫૧૯ | ૧૩ ૧૨ ૭૭૧ | ૧,૦૩,૮૧,૨૯૦ |
| ૧૯૩૧ | ૭,૧૧૪ | ૧૮,૩૯૭ | ૧૬૨ | ૨૫,૬૭૩ | ૮૭,૮૩,૫૭૯ | ૧૩,૨૮,૬૪૮ | ૧,૦૧,૧૨,૨૨૭ |
| ૧૯૩૦ | ૭,૧૨૧ | ૧૮,૩૪૮ | ૧૫૭ | ૨૫,૬૨૬ | ૮૫,૩૬,૫૨૧ | ૧૩,૨૪,૩૫૬ | ૯૮,૬૦,૮૭૭ |
| ૧૯૨૯ | ૭,૨૫૬ | ૧૮,૨૦૧ | ૧૪૯ | ૨૫,૬૦૬ | ૮૩,૫૩,૪૭૮ | ૧૩,૨૭,૨૫૪ | ૯૬ ૮૦,૭૩૨ |

દરેક વર્ષના માર્ચ મહિનાની પહેલી તારીખે થતી ગણતરી મુજબ આ આંકડા આપ્યા છે વળી કોઈ કોઈ વર્ષમા પહેલાંના વર્ષ કરતા પ્રાથમિક શાળાઓ ઓછી થતી માલમ પડે છે. તેનુ કારણ એ છે કે કેટલીક સામાન્ય પ્રાથમિક શાળાઓને સામાન્ય અને ઉંચી પ્રાથમિક શાળા બનાવવામાં આવેલી 'હોય છે,' તથા

કેટલીક ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાઓને હુન્નરશાળાઓ બનાવવામાં આવેલી હોય છે. વળી સારા રસ્તાઓ અને પુલો વગેરેની સગવડોને લીધે બે અથવા વધારે શાળાઓ ભેગી થઈને એક મોટી વિસ્તૃત શાળા બને છે. આમ આ દેખીતો ઘટાડો એ ખરેખર પ્રગતિનું જ ચિહ્ન છે.

હાલની જાપાનની ફરજિયાત કેળવણીની યોજના મુજબ બાપ કે વાલી પોતાના બાળકને સામાન્ય પ્રાથમિક શાળામાં ત્યાંનો અભ્યાસ પૂરો થતાં સુધી મોકલે એટલે તેની જવાબદારી પૂરી થાય છે. છ વર્ષનો જ તેનો અભ્યાસક્રમ હોવાથી હાલની દેશની પરિસ્થિતિ મુજબ એ યોજના સંતોષકારક ન કહી શકાય. એ ખોટ પૂરવાને માટે ઘણાંખરાં શહેરો, કસ્બા, અને ગામડાંમાં સામાન્ય અને ઉંચી પ્રાથમિક શાળાઓ અને ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાઓ ઉઘાડવામાં આવે છે. ઘણીખરી યુવક શાળાઓ પણ એ જ કારણથી ઉઘાડવામાં આવે છે. જેમણે સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય તેમને આ શાળાઓમાં દાખલ કરવામાં આવે છે. આ શાળાઓમાં બે વર્ષનો સાધારણ અભ્યાસક્રમ રાખીને જુદા જુદા ધંધાઓમાં ઉપયોગી થઈ પડે એવી કેળવણી અપાય છે. આ બધી શાળાઓ ઘણી ઉપયોગી નિવડતી હોવાથી, તેમનો વધારે વિકાસ થાય એ હેતુથી તેમને રાજ્ય તરફથી મદદ અને ઉત્તેજન આપવામાં આવે છે.

## માધ્યમિક કેળવણી

છોકરાઓની માધ્યમિક શાળાઓ અને છોકરીઓની ઉચ્ચ શાળાઓ એ જ માધ્યમિક કેળવણીનાં મુખ્ય અંગો છે. વળી વ્યવહારમાં ઉપયોગી થાય એવી વેપારઉદ્યોગની કેળવણી છોકરાઓ તથા છોકરીઓને આપવા માટે હુન્નરશાળાઓ અને યુવક-

શાળાઓની યોજના કરવામાં આવી છે નીચેના આંકડા ઉપરથી તેમની હાલની પરિસ્થિતિનો ખ્યાલ આવશે:—

| વર્ષ | માધ્યમિક કેળવણી માટેની શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૧૭,૬૩૬ | ૨૨,૬૦,૯૬૫ |
| ૧૯૩૨ | ૧૭,૬૨૪ | ૨૨,૬૨ ૭૯૭ |
| ૧૯૩૧ | ૧૭,૭૫૫ | ૨૨,૮૦,૭૦૯ |
| ૧૯૩૦ | ૧૭,૭૬૬ | ૨૨,૨૪,૦૯૪ |
| ૧૯૨૯ | ૧૭,૬૮૪ | ૨૧,૫૧,૯૨૬ |

દરેક વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી ઉપરથી આ આંકડાઓ આપ્યા છે

માધ્યમિક શાળાઓ, કન્યાઓની ઉચ્ચ શાળાઓ, હુન્નર-શાળાઓ, અને યુવકશાળાઓમા અપાતી માધ્યમિક કેળવણીનો સ પૂર્ણ અહેવાલ નીચે આપવામા આવ્યો છે –

૧. માધ્યમિક શાળાઓ

માધ્યમિક શાળાનો અભ્યાસક્રમ પાચ વર્ષનો છે આ શાળાઓનો ઉદ્દેશ સામાન્ય વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવી ઉ ચા પ્રકારની સામાન્ય કેળવણી આપવાનો હોય છે એમા નીચેના વિષયો શિખવવામા આવે છે –નીતિશિક્ષણ, નાગરિકના ધર્મો, જાપાની ભાષા અને ચીનનું શિષ્ટ સાહિત્ય ઇતિહાસ, ભૂગોળ, એક પરદેશી ભાષા (જેવી કે અ ગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, કે ચીનાઈ) ગણિતશાસ્ત્ર, વિજ્ઞાન, હુન્નરશિક્ષણ, ચિત્રકલા, સ ગીત, સુતારી કામ કે બાગકામ વગેરેનુ પ્રત્યક્ષ શિક્ષણ

ત્રીજા કે ચોથા વર્ષથી વિષયોની પસ દગી કરીને બે વિભાગ પાડવામા આવે છે, અને પોતે ક યા વિભાગમા અભ્યાસ કરવો

તેની વિદ્યાર્થીઓ જાતે જ પસંદગી કરે છે. વળી જેતે સ્થળની પરિસ્થિતિ જોઈને કેળવણી ખાતાનો પ્રધાન કોઈ પણ શાળાને એમાંથી એક વિભાગનો અભ્યાસ બંધ કરવાની સત્તા આપે છે.

જે વિદ્યાર્થીઓને શાળા છોડ્યા પછી તરત જ ધંધે વળગી જવાની ઇચ્છા હોય તેમને અને જેઓ ઉંચી કક્ષાની શાળામાં દાખલ થવાને ઇચ્છતા હોય તેમને પણ અભ્યાસક્રમની આવી બેવડી યોજના હિતકારક થઈ પડે છે.

ચોથા વર્ષથી ઉપર બે વિભાગમાં અભ્યાસક્રમ શિખવતી માધ્યમિક શાળાના વિષયો અને તેને માટેના અઠવાડિયાના કલાકો નીચે મુજબ છે:—

ચાલુ અભ્યાસક્રમ

| | પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ | પાચમું વર્ષ |
|---|---|---|---|---|---|
| નીતિશિક્ષણ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| નાગરિકના ધર્મો | – | – | – | ૨ | ૨ |
| જાપાની ભાષા અને ચીનનું શિષ્ટ સાહિત્ય | ૭ | ૬ | ૬ | ૪ | ૪ |
| ઇતિહાસ અને ભૂગોળ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| પરદેશી ભાષા | ૫ | ૫ | ૬ | – | – |
| ગણિતશાસ્ત્ર | ૩ | ૩ | ૫ | – | – |
| વિજ્ઞાન | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ચિત્રકળા | ૨ | ૧ | ૧ | – | – |
| સંગીત | ૧ | ૧ | ૧ | – | – |
| પ્રત્યક્ષ શિક્ષણ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
| વ્યાયામ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| કુલ | ૩૦ | ૩૦ | ૩૨ | ૨૦ | ૨૦ |

ફરજિયાત અભ્યાસક્રમ

| | ચોથું વર્ષ | | પાંચમું વર્ષ | |
|---|---|---|---|---|
| | પહેલો વિભાગ | બીજો વિભાગ | પહેલો વિભાગ | બીજો વિભાગ |
| જાપાની ભાષા અને ચીનનું શિષ્ટ સાહિત્ય | ૧–૩ | ૧–૩ | ૧–૩ | ૧–૩ |
| પરદેશી ભાષા | ૨–૫ | ૪–૭ | ૨–૫ | ૪–૭ |
| ગણિતશાસ્ત્ર | ૨–૪ | ૨–૫ | ૨–૪ | ૨–૫ |
| વિજ્ઞાન | ૧–૪ | ૧–૨ | ૧–૪ | ૧–૨ |
| હુન્નરશિક્ષણ | ૩–૫ | – | ૩–૬ | – |
| ચિત્રકળા | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ |
| સંગીત | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ |
| | ૧૧–૧૫ | ૧૦–૧૨ | ૧૨–૧૫ | ૧૦–૧૨ |
| કુલ ૩૦ ૩૦ ૩૨ | ૩૧–૩૫ | ૩૦–૩૨ | ૩૧–૩૫ | ૩૦–૩૨ |

ત્રીજા વર્ષથી બે વિભાગમાં અભ્યાસક્રમ શિખવતી માધ્યમિક શાળાના વિષયો અને તેને માટેના અઠવડિયાના કલાકો નીચે મુજબ છેઃ—

ચાલુ અભ્યાસક્રમ

| | પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ | પાંચમું વર્ષ |
|---|---|---|---|---|---|
| નીતિશિક્ષણ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| નાગરિકના ધર્મો | – | – | – | ૨ | ૨ |
| જાપાની ભાષા અને ચીનનું શિષ્ટ સાહિત્ય | ૭ | ૬ | ૪ | ૪ | ૪ |
| ઇતિહાસ અને ભૂગોળ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| પરદેશી ભાષા | ૫ | ૫ | – | – | – |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગણિતશાસ્ત્ર | ૩ | ૩ | ૩ | – | – |
| વિજ્ઞાન | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ચિત્રકળા | ૧ | ૧ | – | – | – |
| સંગીત | ૧ | ૧ | – | – | – |
| પ્રત્યક્ષ શિક્ષણ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ |
| વ્યાયામ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| | ૩૦ | ૩૦ | ૨૦ | ૨૦ | ૨૦ |

ફરજિયાત અભ્યાસક્રમ

| | ત્રીજું વર્ષ | | ચોથું વર્ષ | | પાચમું વર્ષ | |
|---|---|---|---|---|---|---|
| | પહેલો વિભાગ | બીજો વિભાગ | પહેલો વિભાગ | બીજો વિભાગ | પહેલો વિભાગ | બીજો વિભાગ |
| જાપાની ભાષા અને ચીનનું શિષ્ટ સાહિત્ય | ૧–૩ | ૧–૩ | ૧–૩ | ૧–૩ | ૧–૩ | ૧–૩ |
| પરદેશી ભાષા | ૨–૫ | ૪–૬ | ૨–૫ | ૪–૭ | ૨–૫ | ૪–૭ |
| ગણિતશાસ્ત્ર | ૧–૨ | ૧–૨ | ૨–૪ | ૨–૫ | ૨–૪ | ૨–૫ |
| વિજ્ઞાન | ૧–૨ | ૧–૨ | ૧–૪ | ૧–૨ | ૧–૪ | ૧–૨ |
| હુન્નરશિક્ષણ | ૩–૫ | – | ૩–૫ | – | ૩–૬ | – |
| ચિત્રકળા | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ |
| સંગીત | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ | ૧–૨ |
| | ૧૧–૧૫ | ૧૦–૧૨ | ૧૧–૧૫ | ૧૦–૧૨ | ૧૧–૧૫ | ૧૦–૧૨ |
| કુલ ૩૦ ૩૦ | ૩૧–૩૫ | ૩૦–૩૨ | ૩૧–૩૫ | ૩૦–૩૨ | ૩૧–૩૫ | ૩૦–૩૨ |

જે શાળામાં હુન્નરના કલાકોમાં ખેતી કે ઉદ્યોગનું શિક્ષણ અપાતું હોય તેમાં પ્રત્યક્ષ શિક્ષણ બંધ કરી શકાય છે, અને એને માટેના કલાકોમા

બીજા વિષયો શીખવી શકાય છે. અઠવાડિયાના કુલ કલાકોમાં ફેરફાર ન થાય એવી રીતે શાળાનો મુખ્ય શિક્ષક પોતાની મરજી મુજબ કોઈ પણ વિષયના કલાકોમાં વધઘટ કરી શકે છે. વળી તેમ કરતા એ વિષય માટેના આખા વર્ષના કુન કલાકોમાં વધઘટ ન થવી જોઇએ.

ચોથા વર્ષથી બે વિભાગ પડી જતા હોય એવી શાળામાં ત્રીજા વર્ષમાં સંગીત કાઢી નાખી શકાય છે. વ્યાયામ, હુન્નર, શિક્ષણ, પ્રત્યક્ષ શિક્ષણ, ચિત્રકલા, અને મંગીત વધારાના વખતમાં પણ લઈ શકાય છે.

ખાસ ભાષાઓને માટે અઠવાડિયાના બે કલાક વધારે રાખી શકાય છે.

આ ઉપરાંત વિદ્યાર્થીઓએ ઉપરનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય તેમને માટે એક વર્ષ સુધીનો વિશેષ અભ્યાસક્રમ રાખી શકાય છે. વળી જેતે સ્થળના સંજોગોને લીધે જરૂર પડે તો શરૂઆતમાં બે વર્ષનો પ્રાયોગિક અભ્યાસક્રમ પણ રાખી શકાય છે. જે વિદ્યાર્થીને માધ્યમિક શાળામાં દાખલ થવાની ઇચ્છા હોય તેણે પ્રથમ સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ અથવા ઉપર કહેલો બે વર્ષનો પ્રાયોગિક અભ્યાસક્રમ પૂરો કરેલો હોવો જોઈએ જે વિદ્યાર્થી બાર વર્ષની ઉમ્મરના હોય અને જેમણે પૂરતું જ્ઞાન મેળવ્યું હોય તેવા વિદ્યાર્થીઓને પણ પરીક્ષા લઈને માધ્યમિક શાળામાં દાખલ કરી શકાય છે વળી જે વિદ્યાર્થીઓએ સામાન્ય પ્રાથમિક શાળાનુ પાંચમું વર્ષ પૂરું કર્યું હોય, જેમનો શરીરવિકાસ સારો થયો હોય, અને જેઓ ઘણા બુદ્ધિશાળી માલમ પડ્યા હોય એવા વિદ્યાર્થીઓ બાર વર્ષની અંદરની ઉમ્મરના હોય તોપણ માધ્યમિક શાળાની પ્રવેશક પરીક્ષામાં બેસી શકે છે આવી સગવડ રાખવાનું કારણ એ છે કે જે વિદ્યાર્થીઓને ઈશ્વરે ખાસ શક્તિ આપી હોય તેમને જલદીથી વધારે અભ્યાસ કરવાની તક મળે. આ પ્રથા ઘણાં વર્ષોથી

ચાલતી આવી છે. છેલ્લા પાંચ વર્ષના આંકડા નીચે મુજબ છે :–

| વર્ષ | માધ્યમિક શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૫૮૮ | ૩,૨૯,૪૫૯ |
| ૧૯૩૨ | ૫૫૮ | ૩,૩૬,૧૮૬ |
| ૧૯૩૧ | ૫૫૭ | ૩,૪૫,૬૯૧ |
| ૧૯૩૦ | ૫૫૫ | ૩,૪૮,૫૮૪ |
| ૧૯૨૯ | ૫૪૬ | ૩,૪૩,૭૦૯ |

દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ આ આંકડા આપ્યા છે.

## ૨. કન્યાઓની ઉચ્ચ શાળાઓ

કન્યાઓને માધ્યમિક કેળવણી આપવાનો "કન્યાઓની ઉચ્ચ શાળાઓ"નો ઉદ્દેશ છે. તેમને વ્યવહારમાં ઉપયોગી નીવડે એવી અનુકૂળ રીતે કેળવણી આપવાની આ શાળાઓની યોજના છે. જે કન્યાએ સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય અથવા જે કન્યા એટલું જ્ઞાન ધરાવતી હોય અને બાર વર્ષની તેની ઉમ્મર હોય તેવી કન્યાને આ શાળામાં દાખલ કરી શકાય છે. સાધારણ રીતે "કન્યાઓની ઉચ્ચ શાળા"નો અભ્યાસક્રમ ચાર કે પાંચ વર્ષનો હોય છે. આમાંની કેટલીક શાળાઓમા દાખલ થવા માટે ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ કન્યાએ પૂરો કરવો પડે છે અથવા એટલું જ્ઞાન મેળવવું પડે છે. આવી શાળા પોતાનો અભ્યાસ ફક્ત ત્રણ વર્ષનો જ રાખી શકે છે.

જે કન્યાઓને ગૃહશાસ્ત્રનો અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેમને માટે આ શાળાઓમાં ગૃહશાસ્ત્રના વિષયો રાખવામાં આવે

છે. વળી ફક્ત ગૃહશાસ્ત્રનો જ અભ્યાસક્રમ શિખવનારી ઉચ્ચ શાળાઓ ઉઘાડવામા આવે છે. આવી શાળાને "કન્યાઓની ગૃહશાસ્ત્રની ઉચ્ચ શાળા" કહે છે. સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યુ હોય એવી કન્યાઓને આ શાળામા દાખલ કરવામા આવે છે. તેમનો અભ્યાસક્રમ ચાર વર્ષનો હોય છે વળી એમાની કેટલીક શાળાઓ ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાનુ પહેલુ વર્ષ કન્યાએ પૂરુ કર્યા પછી દાખલ કરે છે, અને તેમનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો હોય છે. જો ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાના બે વર્ષ પૂરા કર્યા હોય એવી કન્યાઓને દાખલ કરવામા આવતી હોય તો તેવી શાળા પોતાનો અભ્યાસક્રમ બે કે ત્રણ વર્ષનો રાખે છે

કન્યાઓને પોતાની મરજી મુજબ અભ્યાસક્રમનો અમુક ભાગ જ શીખવાની પસંદગી કરવા દેવામા આવે છે વળી જેમણે ચાલુ અભ્યાસક્રમ પૂરો કર્યો હોય અને જેમની આગળ અભ્યાસ કરવાની મરજી હોય એવી કન્યાઓને માટે બે વર્ષ સુધીનો વધારાનો અભ્યાસક્રમ રાખી શકાય છે વળી ઉંચા પ્રકારની અથવા પદવીદાન પછીની ઉચ્ચ કેળવણી આપવા માટે પણ બેત્રણ વર્ષનો વધારાનો અભ્યાસક્રમ રાખી શકાય છે સ્ત્રીઓ માટે ઉંચા પ્રકારની કેળવણીની જરૂર જણાયાથી જ આવી જાતના અભ્યાસક્રમની વ્યવસ્થા કરવામા આવી છે

આવી ઉંચા પ્રકારની કેળવણી આપનારા શિક્ષકોની લાયકી પણ ઘણુ ઉંચા પ્રકારની હોવી જોઈએ, અને હાલ તેમને માટે છોકરાઓની ઉચ્ચતર શાળાના શિક્ષકો જેટલી જ લાયકી ઠરાવવામા આવી છે

કન્યાઓની ઉચ્ચ શાળામાં શિખવાતા વિષયો અને તેને માટેના અઠવાડિયાના કલાકો નીચે મુજબ છેઃ—

| | પાંચ વર્ષના અભ્યાસક્રમમાં | | | | | ચાર વર્ષના અભ્યાસક્રમમાં | | | | ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પહેલું | બીજું | ત્રીજું | ચોથું | પાંચમું | પહેલું | બીજું | ત્રીજું | ચોથું | પહેલું | બીજું | ત્રીજું |
| નીતિશિક્ષણ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ | ૨ | ૧ |
| નાગરિકના ધર્મો | – | – | – | ૧ | ૧ | – | – | ૧ | ૧ | – | ૧ | ૧ |
| જાપાની ભાષા | ૬ | ૬ | ૬ | ૫ | ૫ | ૬ | ૬ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| પરદેશી ભાષા (અંગ્રેજી કે ફ્રેન્ચ) | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ઇતિહાસ ને ભૂગોળ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ગણિતશાસ્ત્ર | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ |
| વિજ્ઞાન | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ચિત્રકળા | ૧ | ૧ | ૧ | ૧ | – | ૧ | ૧ | ૧ | – | ૨ | ૧ | – |
| ગૃહવિજ્ઞાન | – | – | – | ૨ | ૪ | – | – | ૨ | ૪ | – | ૨ | ૪ |
| શીવણકામ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| સંગીત | ૨ | ૨ | ૧ | ૧ | – | ૨ | ૨ | ૧ | – | ૨ | ૧ | ૧ |
| વ્યાયામ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| કુલ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૮ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૮ | ૨૯ | ૨૯ |

અમુક સંજોગોમા પરદેશી ભાષા, ચિત્રકળા, અને સંગીતનું શિક્ષણ બંધ કરી શકાય છે. જેતે સ્થળની જરૂરિયાતોને લક્ષમાં લઈને ચાલુ અભ્યાસક્રમ ઉપરાંત શિક્ષણશાસ્ત્ર, હસ્તકળાઓ, હુન્નરશિક્ષણ અને બીજા ઉપયોગી વિષયો શીખવી શકાય છે; અને એ વિષયોને માટે વધારાના કલાકોમા કામ થાય છે જે શાળામાં પરદેશી ભાષા, ચિત્રકળા અને સંગીતનું શિક્ષણ બંધ કરવામાં આવ્યુ હોય તેમાં એ વિષયો માટેના કલાકોમાં બીજા વિષયો શીખવી શકાય છે.

## કન્યાઓની ગૃહશાસ્ત્રની ઉચ્ચ શાળાઓમાં શિખવાતા વિષયો અને તેને માટેના અઠવાડિયાના કલાકો

| | ચાર વર્ષના અભ્યાસક્રમમાં | | | | ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં | | | બે વર્ષના અભ્યાસક્રમમાં | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | પહેલું | બીજું | ત્રીજું | ચોથું | પહેલું | બીજું | ત્રીજું | પહેલું | બીજું |
| નીતિશિક્ષણ | ૨ | ૨ | ૧ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ |
| નાગરિકના ધર્મો | – | – | ૧ | ૧ | – | ૧ | ૧ | ૧ | ૧ |
| જાપાની ભાષા | ૬ | ૬ | ૫ | ૫ | ૬ | ૪ | ૪ | ૪ | ૪ |
| ઇતિહાસભૂગોળ | ૨ | ૨ | ૨ | – | ૨ | ૨ | – | – | – |
| ગણિતશાસ્ત્ર | ૨ | ૨ | ૨ | ૩ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ |
| વિજ્ઞાન અને ગૃહવિજ્ઞાન | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ |
| શીવણકામ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ચિત્રકળા | ૧ | ૧ | ૧ | – | ૧ | ૧ | – | ૧ | – |
| સંગીત | ૧ | ૧ | ૧ | – | ૧ | ૧ | – | ૧ | – |
| હુન્નરશિક્ષણ | – | – | ૨ | ૪ | – | ૨ | ૪ | ૨ | ૪ |
| વ્યાયામ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| કુલ | ૨૮ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ |

ની વ્યવસ્થા એ વર્ષના અભ્યાસક્રમને અનુસરતી ગોઠવીને કેળવણી ખાતાના પ્રધાનની મંજૂરી લેવી પડે છે.

૧૯૩૩ના માર્ચ મહિનામાં કન્યાઓની ઉચ્ચ શાળાઓ ૯૬૩ હતી. એમાંની ઘણીખરી શાળાઓમાં ઉંચા પ્રકારની કેળવણી આપવા માટે પદવીદાન પછીનો ઉંચો અભ્યાસક્રમ ચલાવવામાં આવે છે, અથવા તો હાલ તેવો અભ્યાસ ચલાવવાની યોજના ઘડાય છે. આ શાળાઓના છેલ્લા પાંચ વર્ષના આંકડા ૬૨ વર્ષની માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ નીચે પ્રમાણે છેઃ–

| વર્ષ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૯૬૩ | ૩,૬૧,૭૩૯ |
| ૧૯૩૨ | ૯૮૦ | ૩,૬૨,૬૨૫ |
| ૧૯૩૧ | ૯૭૫ | ૩,૬૮ ૯૯૯ |
| ૧૯૩૦ | ૯૭૦ | ૩,૬૭,૭૨૬ |
| ૧૯૨૯ | ૯૪૦ | ૩,૫૯,૨૬૯ |

૩. હુન્નરશાળાઓ

જુદા જુદા ધંધાઓમાં ઉપયોગી થઈ પડે એવું વ્યાવહારિક જ્ઞાન તથા સમજ આપવાનો આ શાળાઓનો ઉદ્દેશ છે. આ કારણથી અને જુદા જુદા ઉદ્યોગો જેતે સ્થળની પરિસ્થિતિની જરૂરિયાતોને અનુકૂળ થઈ પડે એટલા માટે આવી શાળાઓની યોજના વગેરે ઘણી બાબતો એ શાળાઓ ઉઘાડનાર માલિકોની મુનસફી ઉપર છોડી દેવામાં આવે છે.

કેટલીક હુન્નરશાળાઓમાં સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય. એવા છોકરા અને છોકરીઓને દાખલ કરી શકાય છે. એવી શાળાઓનો અભ્યાસક્રમ બેથી પાંચ વર્ષ સુધીનો હોય છે. બીજી કેટલીક

શાળાઓમા જેમણે ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય તેમને દાખલ કરી શકાય છે, અને તેમનો અભ્યાસક્રમ બેથી ચાર વર્ષ સુધીનો હોય છે. શાળાની રચનાને અનુકૂળ પડે એમ અને શાળા ઉઘાડનાર માલિકની મુનસફી મુજબ હુન્નરશાળાના અભ્યાસકાળમા ઉપર જણાવેલી હદમા રહીને વધઘટ કરી શકાય છે, અને તે છતા જરૂર પડે તો ઉપર જણાવેલી હદ કરતાં પણ એક વર્ષનો વધારાનો અભ્યાસક્રમ રાખી શકાય છે

કેટલાક વિદ્યાર્થીઓની ચાલુ અભ્યાસક્રમનો અમુક ભાગ જ શિખવાની ઇચ્છા હોય છે, તો વળી કેટલાક વિદ્યાર્થીઓ ચાલુ અભ્યાસક્રમ પૂરો કર્યા પછી પણ આગળ શિખવાની ઇચ્છા રાખે છે. માધ્યમિક શાળા કે કન્યાઓની ઉચ્ચ શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી હુન્નરશિક્ષણ મેળવવાના હેતુથી કેટલાક વિદ્યાર્થીઓ હુન્નરશાળાઓમા દાખલ થાય છે, અને કેટલાક તો થોડા વખતમા સરળ રીતે હુન્નરનુ સામાન્ય જ્ઞાન મેળવવા દાખલ થાય છે. આ બધા જુદી જુદી જાતના વિદ્યાર્થીઓ માટે હુન્નરશાળાઓમા ખાસ સગવડો રાખવામા આવે છે.

ઉદ્યોગના વિકાસને લીધે આવી હુન્નરશાળાઓની અગત્ય પ્રજાને સમજાવા માડી છે આવી જાતની શાળાઓએ છેલ્લા વર્ષોમા ઘણી સારી પ્રગતિ કરી છે, અને તેમની રચના તથા અભ્યાસમા પણ ઘણા સુધારા થયા છે વળી તેમને સરકાર તરફ થી પણ સારુ ઉત્તેજન મળે છે છેલ્લા પાચ વર્ષોના આકડા દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ નીચે આપ્યા છે —



એક ઉચ્ચતર પ્રાથમિક શાળાનો સુથારી વર્ગ

| વર્ષ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૧,૦૨૪ | ૨,૯૮,૮૯૩ |
| ૧૯૩૨ | ૧,૦૦૩ | ૨,૯૨,૦૧૫ |
| ૧૯૩૧ | ૯૭૫ | ૨,૮૮,૬૮૧ |
| ૧૯૩૦ | ૯૫૭ | ૨,૮૦,૯૦૪ |
| ૧૯૨૯ | ૯૧૧ | ૨,૬૭,૦૪૧ |

૪. યુવકશાળાઓ

પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી યુવકવર્ગનો મોટો ભાગ ધંધે વળગી જાય છે. એ યુવાનોને જુદા જુદા ધંધાઓનું સાધારણ શિક્ષણ આપવાનો યુવક શાળાઓનો ઉદ્દેશ હોય છે. પહેલાં યુવાન છોકરા અને છોકરીઓને આ જાતનું શિક્ષણ આપવા માટે બે પ્રકારની સંસ્થાઓ ચલાવવામાં આવતી· એક તો છોકરાઓ અને છોકરીઓ માટેની હુન્નરશાળાઓને લગત શાળાઓ, અને બીજી યુવાન જનતાને શિક્ષણ આપતી સંસ્થાઓ. આ બન્ને સંસ્થાઓએ દેશની યુવાન જનતાને કેળવવામાં ઘણો સારો ફાળો આપ્યો હતો.

હાલમાં આ બે પ્રકારની સંસ્થાઓને એક જ સંસ્થામાં મેળવી દઈ તેના ઉપર જ બધું લક્ષ આપવાની જરૂર પ્રજાને ખાસ જણાઈ છે. આમ થવાથી જાપાનના યુવાનોની કેળવણીનો સારો વિકાસ થશે એમ લાગે છે. ૧૯૩૫ના એપ્રિલની પહેલી તારીખે જાપાનના કેળવણી ખાતાએ આ બે સંસ્થાઓ બંધ કરી છે, અને તેમાં એ બન્નેનાં સુંદર તત્ત્વો દાખલ કર્યાં છે.

આ યુવક શાળાઓમા યુવાનોના શારીરિક અને માનસિક વિકાસ તરફ ખાસ ધ્યાન આપવામા આવે છે. તેમને સદ્ગુણી બનાવવાનો, તેમને પોતાના રોજના જીવનમા તથા પોતાના ધંધામા જરૂરનું જ્ઞાન આપવાનો, તેમની બુદ્ધિ ખિલવવાનો, અને તેમને

પ્રજાના ઉંચા દરજ્જાના સદ્‌ગૃહસ્થો બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

યુવક શાળામાં ભણતા વિદ્યાર્થીઓને તેમના નવરાશના વખતમાં અભ્યાસ કરાવવામાં આવે છે; અને તેથી જ, બીજી કેળવણીની સંસ્થાઓ કરતાં આ શાળાઓની વ્યવસ્થા અને અભ્યાસક્રમ જુદા પડી આવે છે એ અભ્યાસક્રમ જેતે સ્થળની પરિસ્થિતિ અને વિદ્યાર્થીની વ્યક્તિગત જરૂરિયાતોને અનુકૂળ રાખવામા આવે છે

હોકેડો બેટ, પ્રાંતો, શહેરો, કસ્બા, અને ગામડા કે ત્યાંનાં કેળવણી મંડળો, અથવા ખાનગી ગૃહસ્થો આવી યુવક શાળાઓ ઉઘાડી શકે છે.

યુવકશાળાના અભ્યાસક્રમના બે મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે પહેલો વિભાગ અને બીજો વિભાગ. જેતે સ્થળની જરૂરિયાત પ્રમાણે આમાથી એક વિભાગનો અભ્યાસક્રમ કમી કરી શકાય છે. સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી જેઓ ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાઓમા અગર માધ્યમિક શિક્ષણની શાળાઓમા જતા નથી તેમને પહેલા વિભાગમા દાખલ કરવામાં આવે છે, અને તે વિભાગનો અભ્યાસ-ક્રમ બે વર્ષનો છે. જેમણે આ વિભાગનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય અથવા ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય તેમને બીજા વિભાગમાં દાખલ કરવામા આવે છે. આ વિભાગનો અભ્યાસક્રમ પુરુષો માટે ચાર કે પાચ વર્ષનો અને સ્ત્રીઓ માટે ત્રણ કે ચાર વર્ષનો હોય છે.

વળી એક વર્ષ સુધીનો પદવીદાન પછીનો વધારે ઉંચો અભ્યાસ પણ જેમણે બીજા વિભાગનો અભ્યાસ પૂરો કર્યો હોય તેમને માટે રાખી શકાય છે.

પહેલા વિભાગમાં પુરુષ વિદ્યાર્થીઓને માટે નીતિશિક્ષણ, નાગરિકના ધર્મો, બીજા સામાન્ય વિષયો જેવા કે–જાપાની ભાષા, જાપાનનો ઇતિહાસ, ભૂગોળ, ગણિતશાસ્ત્ર, વિજ્ઞાન, સંગીત, વગેરે અને ધંધારોજગારનું શિક્ષણ તથા વ્યાયામ એટલા વિષયો રાખવામાં આવ્યા છે. સ્ત્રીવિદ્યાર્થીઓને માટે પહેલા વિભાગમાં એ જ અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે; પણ તેમને વધારામાં ગૃહવિજ્ઞાન અને શીવણકામ શિખવવામાં આવે છે.

ઉચ્ચ વિભાગમાં પુરુષ વિદ્યાર્થીઓને માટે નીતિશિક્ષણ, નાગરિકના ધર્મો, બીજા ઉપર કહેલા સામાન્ય વિષયો, ધંધા-રોજગારનું શિક્ષણ અને કવાયત રાખવામાં આવ્યાં છે. સ્ત્રી-વિદ્યાર્થીઓને માટે વધારામાં ગૃહવિજ્ઞાન અને શીવણકામ તથા કવાયતને બદલે વ્યાયામ રાખવામાં આવ્યાં છે.

પદવીદાન પછીના ઉંચા અભ્યાસક્રમમાં ઉપર કહેલા વિષયો-માંથી પસંદગી કરવા દેવામાં આવે છે; પણ નીતિશિક્ષણ અને નાગરિકના ધર્મો ફરજિયાત છે.

જુદી જુદી શાળાઓમાં, જુદાં જુદાં વર્ષોમાં, જુદા જુદા અભ્યાસક્રમમાં, તથા પુરુષો અને સ્ત્રીઓને માટે શીખવાના કુલ કલાકોમાં વધઘટ કરી શકાય છે, પણ ઓછામાં ઓછા કલાકો નક્કી કરવામાં આવ્યા છે.

| | પુરુષોને માટે કુલ કલાકો | સ્ત્રીઓને માટે કુલ કલાકો |
|---|---|---|
| પ્રાથમિક વિભાગમાં દર વર્ષે | ૨૧૦થી વધારે | ૨૧૦થી વધારે |
| ઉચ્ચ વિભાગમાં પહેલા અને બીજા વર્ષમાં | ૨૧૦થી વધારે | ૨૧૦થી વધારે |
| ત્રીજા અને ચોથા વર્ષમાં | ૨૧૦થી વધારે | ૨૧૦થી વધારે |

જેતે સ્થળની જરૂરિયાત પ્રમાણે આ ઉપરાંત પણ ઘણા કલાકો રાખવામાં આવે છે. પદવીદાન પછીના ઉંચા અભ્યાસક્રમમાં જરૂરિયાત પ્રમાણે કુલ કલાકો મુકરર થઈ શકે છે.

આ ઉપરાંત, જેમને થોડા જ વખતમાં પોતાના ધંધાનું જ્ઞાન મેળવી લેવાની ઇચ્છા હોય છે તેવા વિદ્યાર્થીઓને માટે એક ખાસ જુદો જ અભ્યાસક્રમ રાખવામાં આવે છે.

જેતે પ્રાંતના સુબાની ખાસ પરવાનગી સિવાય જેતે પ્રાંતની યુવક શાળાઓમાં સામાન્ય રીતે ભણાવવાની ફી લેવામાં આવતી નથી.

આ શાળાઓની યોજના થોડા સમય ઉપર જ કરવામાં આવેલી હોવાથી તેના આંકડા હાલ મળી શકે તેમ નથી; પણ હુન્નરશાળાઓને લગત શાળાઓ અને યુવાનોને કેળવનારી સંસ્થાઓના એપ્રિલ ૧૯૩૪ના આંકડા નીચે આપ્યા છે:—

| | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| હુન્નરશાળાઓને લગત શાળાઓ | ૧૫,૩૧૫ | ૧૪,૧૪,૮૮૯ |
| યુવાનોને કેળવનારી સંસ્થાઓ | ૧૫,૭૭૦ | ૯,૧૫,૪૬૧ |

યુવક શાળાઓની આ નવી યોજનાને વિશાળ પાયા ઉપર અમલમાં મૂકીને પ્રજાને સંપૂર્ણ રીતે કેળવવા માટે કેળવણી ખાતું મન દઈને પ્રયત્ન કરી રહ્યું છે. આમ ઉગતી પ્રજાની કેળવણીમાં સારો વિકાસ સાધીને કેળવણી ખાતું સુઅપલટો કરવા ધારે છે.

જાપાનમાં પ્રજાની પ્રગતિ કરવા માટે યુવાનોને માધ્યમિક કેળવણી આપવામાં આવે છે; અને માધ્યમિક હુન્નરશિક્ષણની યોજના કરીને દેશના ઉદ્યોગોનો વિકાસ સફળ કરવામાં આવે છે.

છોકરાઓ માટેની માધ્યમિક શિક્ષણની શાળાઓ વ્યવહારમાં ઘણી અગત્યની હોવાથી અને ઉંચા પ્રકારની શાળાઓ સાથે તેમનો સંબંધ હોવાથી તેમની યોજના લગભગ એકસરખા ધોરણે જ કરવામાં આવી છે; પરંતુ છોકરીઓ માટેના શિક્ષણની યોજના તથા હુન્નરના શિક્ષણની યોજના જેતે સ્થળની જરૂરિયાતો તથા બીજા સંજોગો લક્ષમાં લઇને અનુકૂળતા પ્રમાણે કરવામાં આવી છે.

હાલમાં પ્રજાની જ્ઞાનની જિજ્ઞાસા એટલી બધી હદ સુધી વધી ગઈ છે કે દર વર્ષે પુષ્કળ નવી શાળાઓ ઉઘડે છે. છતાંય તે બધી શાળાઓમાં સઘળા વિદ્યાર્થીઓનો સમાવેશ થઈ શકતો નથી.

## ઉચ્ચ કેળવણી

જાપાનમાં ઉચ્ચતર શાળાઓ, વિશ્વવિદ્યાલયો, વિશિષ્ટ શાળાઓ, અને વિશિષ્ટ હુન્નરશાળાઓ એ ઉચ્ચ કેળવણી આપનારી સંસ્થાઓ છે. અધ્યાપન શાળાઓ, ઉચ્ચ અધ્યાપન શાળાઓ, સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળાઓ, શિક્ષકો તૈયાર કરનારી ખાસ સંસ્થાઓ, હુન્નરશાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ, યુવક શાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ, અને અધ્યાપન શાળાના પદવીદાન પછીનો ઉંચો અભ્યાસક્રમ ચલાવતી સંસ્થાઓ, વગેરે શિક્ષકો તૈયાર કરતી સંસ્થાઓ છે. માધ્યમિક કેળવણી આપનારી કન્યાઓની ઉચ્ચ શાળાઓના અભ્યાસક્રમ કરતાં ઉંચા પ્રકારનો, તેના પદવીદાન પછીનો, અને વિશેષ અભ્યાસક્રમ ચલાવતી સંસ્થાઓ, વગેરે અને ઉપરની બધી સંસ્થાઓ એ ઉચ્ચ કેળવણીનાં મુખ્ય અંગો છે. કેળવણી આપતી પરચૂરણ શાળાઓમાંથી પણ ઘણી શાળાઓમાં ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે. છતાં ય ઉચ્ચ કેળવણીની ખાસ સંસ્થાઓ છે તેના આંકડા દર

વર્ષના માર્ચ મહિનાની પહેલી તારીખે થતી ગણતરી મુજબ નીચે આપ્યા છે –

| વર્ષ | ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ | વિદ્યાર્થીઓ | અન્ય શાળાઓ જેમા ઉચ્ચ કેળવણી અપાય છે. | વિદ્યાર્થીઓ |
|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૫૧૩ | ૧,૯૦,૦૩૯ | ૨૧૦ | ૫ ૨૦૮ |
| ૧૯૩૨ | ૫૩૦ | ૧,૯૦,૭૧૧ | ૨૨૮ | ૫,૪૦૯ |
| ૧૯૩૧ | ૫૪૨ | ૧,૯૧,૪૨૬ | ૨૩૪ | ૫,૮૭૭ |
| ૧૯૩૦ | ૫૩૯ | ૧,૮૬,૬૫૨ | ૨૨૮ | ૫,૯૪૨ |
| ૧૯૨૯ | ૫૨૧ | ૧,૭૮,૪૭૧ | ૨૨૭ | ૬,૭૩૫ |

૧. ઉચ્ચતર શાળાઓ

વિદ્યાર્થીની સર્વસાધારણ કેળવણીને સંપૂર્ણ બનાવવાનો ઉચ્ચતર શાળાઓનો ઉદ્દેશ છે. ઉચ્ચતર શાળાના અભ્યાસક્રમના બે વિભાગ પાડવામા આવ્યા છે સામાન્ય અને ઉંચા પ્રકારનો સામાન્ય ક્રમ ચાર વર્ષનો અને ઉંચા પ્રકારનો ત્રણ વર્ષનો મળી ઉચ્ચતર શાળાનો અભ્યાસક્રમ સાત વર્ષનો છે. ઉંચા પ્રકારનો અભ્યાસક્રમના પદવીદાન પછીનો એક વર્ષનો વધારાનો ઉંચો અભ્યાસક્રમ આ ઉપરાત રાખી શકાય છે વળી ફક્ત ઉંચા પ્રકારનો અભ્યાસક્રમ શિખવતી ઉચ્ચતર શાળા પણ ઉઘાડી શકાય છે ૧૯૩૩ના માર્ચ મહિનામા ફક્ત ઉંચા પ્રકારનો અભ્યાસક્રમ શિખવતી ઉચ્ચતર શાળાઓ ૨૪ હતી, અને બે ય પ્રકારનો અભ્યાસક્રમ શિખવતી ૮ શાળાઓ હતી.

માધ્યમિક શાળામા દાખલ થવા માટે જે લાયકી ઠરાવવામા આવી છે તેટલી જ લાયકી ઉચ્ચતર શાળાના સામાન્ય અભ્યાસક્રમમા દાખલ થવા માટે ઠરાવી છે ઉંચા પ્રકારના અભ્યાસમા સાહિત્યનો અને વિજ્ઞાનનો એમ બે જુદા જુદા વિભાગ રાખવામાં

આવ્યા છે. જેણે સામાન્ય અભ્યાસક્રમ પૂરો કર્યો હોય, અથવા જેણે માધ્યમિક શાળાનું ચોથું વર્ષ પૂરૂં કર્યું હોય, અથવા જેણે એટલું જ્ઞાન મેળવ્યું હોય એવા વિદ્યાર્થીને જ ઉંચા પ્રકારના અભ્યાસક્રમમા દાખલ કરી શકાય છે.

ઉંચા પ્રકારના અભ્યાસક્રમમાં સાહિત્યવિભાગમાં શિખવાતા વિષયો અને તેને માટે અઠવાડિયાના કલાકો.

| | પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજુ વર્ષ |
|---|---|---|---|
| નીતિશિક્ષણ | ૧ | ૧ | ૧ |
| જાપાની ભાષા અને ચીનનું શિષ્ટ સાહિત્ય | ૬ | ૫ | ૫ |
| મુખ્ય પરદેશી ભાષા | ૯ | ૮ | ૮ |
| બીજી પરદેશી ભાષા | ૪ | ૪ | ૪ |
| ઇતિહાસ | ૩ | ૫ | ૪ |
| ભૂગોળ | ૨ | — | — |
| તત્ત્વજ્ઞાનની રૂપરેખા | — | — | ૩ |
| માનસશાસ્ત્ર અને પ્રમાણશાસ્ત્ર | — | ૨ | ૨ |
| ધારાશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર | — | ૨ | ૨ |
| ગણિતશાસ્ત્ર | ૩ | — | — |
| સૃષ્ટિવિજ્ઞાન | ૨ | ૩ | — |
| વ્યાયામ | ૩ | ૩ | ૩ |
| કુલ | ૩૩ | ૩૩ | ૩૨ |

અંગ્રેજી, ફ્રેંચ, અને જર્મન એમાંથી ગમે તે બે પરદેશી ભાષાઓ વિદ્યાર્થી પસંદ કરી શકે છે. સાધારણ રીતે સામાન્ય અભ્યાસક્રમમાં અથવા માધ્યમિક શાળામાં જે પરદેશી ભાષા વિદ્યાર્થી શીખે છે તેની જ મુખ્ય પરદેશી ભાષા તરીકે તે પસંદગી કરે છે. છતાં પ જો વિદ્યાર્થીની

મરજી હોય તો તેમ ન કરતાં બીજી ભાષાને મુખ્ય પરદેશી ભાષા તરી- પસંદ કરે છે અથવા બીજી ભાષાનો અભ્યાસક્રમ સમૂળગો છોડી દઇ શકે છે, અને એને માટેના કલાકોની વ્યવસ્થા બીજી કોઇ રીતે કરી શકે છે

ઉંચા પ્રકારના અભ્યાસક્રમમાં વિજ્ઞાન વિભાગમાં શિખવાતા વિષયો અને તેને માટેના અઠવાડિયાના કલાકો

| | પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ |
|---|---|---|---|
| નીતિશિક્ષણ | ૧ | ૧ | ૧ |
| જાપાની ભાષા અને ચીનનુ શિષ્ટ સાહિત્ય | ૪ | ૨ | — |
| મુખ્ય પરદેશી ભાષા | ૮ | ૬ | ૬ |
| બીજી પરદેશી ભાષા | ૪ | ૪ | ૪ |
| ગણિતશાસ્ત્ર | ૪ | ૪ | ૬ |
| પદાર્થવિજ્ઞાન | — | ૩ | ૫ |
| રસાયણશાસ્ત્ર | — | ૩ | ૫ |
| વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્ર | ૨ | ૨ | ૪ |
| ખનીજશાસ્ત્ર અને ભૂસ્તરશાસ્ત્ર | ૨ | — | — |
| માનસશાસ્ત્ર | — | ૨ | — |
| ધારાશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર | ૨ | — | — |
| ચિત્રકળા | ૨ | ૨ | ૨ |
| વ્યાયામ | ૩ | ૩ | ૩ |
| કુલ | ૩૨ | ૩૨ | ૩૨ |

વિદ્યાર્થી ત્રીજા વર્ષમાં ગણિતશાસ્ત્રના છમાંથી બે કલાક અને ચિત્રકળાના બે કલાક મળી ચાર અથવા તેને બદલે વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રના ચાર કલાકો પસંદ કરી શકે છે બીજી બાબતોમાં સાહિત્ય-વિભાગના જેવા જ નિયમો આ વિભાગને લાગુ પડે છે.

ઉચ્ચતર શાળામાં પદવીદાન પછી જે એક વર્ષનો ઉંચો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે તેમાં નીચેના વિષયો પૈકી વિદ્યાર્થી પોતાની મરજી પ્રમાણે પસંદગી કરે છે:—

જાપાની ભાષા, ચીનનું શિષ્ટ સાહિત્ય, ચીનનું વર્તમાન સાહિત્ય, પરદેશી ભાષાઓ, ઇતિહાસશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ધારાશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ખનીજ-શાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, ખગોળવિદ્યા, વાયુચક્રશાસ્ત્ર, વ્યવહારોપયોગી રસાયનશાસ્ત્ર, યંત્રવિદ્યા, વેપારના વિષયો, હુન્નરશિક્ષણ, વગેરે.

૧૯૩૩ના માર્ચ મહિનામા ફક્ત આઠ જ ઉચ્ચતર શાળાઓમાં સામાન્ય અભ્યાસક્રમ ચલાવવામાં આવતો હતો, અને ઉંચા પ્રકારના અભ્યાસક્રમમા પદવીદાન પછીનો અભ્યાસ તો કોઈ પણ ઉચ્ચતર શાળામા ચલાવાતો નહોતો; કારણકે લગભગ બધા જ વિદ્યાર્થીઓ ઉચ્ચતર શાળામાથી બારોબાર વિશ્વવિદ્યાલયોમા ભણવા ચાલ્યા જતા, તેથી એવી જાતનો અભ્યાસક્રમ રાખવો નિરુપયોગી હતો.

ઉચ્ચતર શાળાઓના તથા તેમાંના વિદ્યાર્થીઓના છેલ્લા પાંચ વર્ષના આંકડા દર વર્ષની પહેલી માર્ચની ગણતરી મુજબ નીચે આપ્યા છે:—

| વર્ષ | ઉચ્ચતર શાળાઓ | વિદ્યાર્થીઓ | વિશ્વવિદ્યાલયનો પ્રાયોગિક અભ્યાસક્રમ | |
|---|---|---|---|---|
| | | | શાળાઓ | વિદ્યાર્થીઓ |
| ૧૯૩૩ | ૬૩ | ૪૦,૮૦૮ | ૩૧ | ૨૦,૨૧૯ |
| ૧૯૩૨ | ૬૨ | ૪૧,૯૦૭ | ૩૦ | ૨૧,૦૬૩ |
| ૧૯૩૧ | ૬૨ | ૪૩,૦૫૮ | ૩૦ | ૨૨,૫૭૭ |
| ૧૯૩૦ | ૬૯ | ૪૩,૧૨૬ | ૩૭ | ૨૨,૮૭૦ |
| ૧૯૨૯ | ૬૧ | ૪૧,૦૦૫ | ૩૦ | ૨૧,૩૭૧ |

વિશ્વવિદ્યાલયોનો પ્રાયોગિક અભ્યાસક્રમ ઉચ્ચતર શાળાના ઉંચા પ્રકારના અભ્યાસક્રમ જેવો જ છે. એવી શાળાઓના આંકડા ઉચ્ચતર શાળાના આંકડામા ગણાઈ ગયા છે, છતાં તે જુદા પણ આપ્યા છે.

## ૨. વિશ્વવિદ્યાલયો

સામાન્ય રીતે વિશ્વવિદ્યાલયમાં જ્ઞાનની જુદી જુદી શાખાઓ હોય છે, પણ કેટલીક વખતે જ્ઞાનની એક જ શાખાનું વિશ્વવિદ્યાલય પણ હોય છે. પદવીદાન પછીનો ઉંચો અભ્યાસક્રમ દરેક શાખામા રાખવામા આવે છે. જે વિશ્વવિદ્યાલયમાં જ્ઞાનની ઘણી શાખાઓ રાખવામા આવેલી હોય છે તેમાના જુદા જુદા અભ્યાસીઓ એકબીજાના સંસર્ગમાં આવવાને એક જ સ્થળે એકઠા થઈ શકે એટલા માટે વિશ્વવિદ્યાલયમાં એક સભાગૃહ રાખવામાં આવેલુ હોય છે.

કેટલાક સંજોગોમા વિશ્વવિદ્યાલયમા પ્રાયોગિક અભ્યાસક્રમ રાખવામા આવે છે આ પ્રાયોગિક અભ્યાસક્રમ અથવા ઉચ્ચતર શાળાનો ઉંચા પ્રકારનો અભ્યાસક્રમ પૂરો કર્યા પછી અથવા એટલા દરજ્જાનું જ્ઞાન મેળવ્યા પછી જ વિશ્વવિદ્યાલયમા દાખલ થઈ શકાય છે.

વિશ્વવિદ્યાલયમા ત્રણ અથવા વધારે વર્ષનો અભ્યાસક્રમ રાખવામા આવ્યો છે વૈદકીય જ્ઞાનની શાખામા ચાર અથવા વધારે વર્ષનો અભ્યાસક્રમ હોય છે આ અભ્યાસક્રમ પૂરો કરીને તેની પરીક્ષામા સફળ થયા પછી અભ્યાસીને "ગાકુશી" ની પદવી આપવામા આવે છે. આ પદવી પારંગત (માસ્ટર) પદવી જેટલા દરજ્જાની છે આ પદવી આપ્યા પછી પણ આગળનો ઉંચો અભ્યાસક્રમ રાખવામા આવે છે, ઘણાખરા વિશ્વવિદ્યાલયોમાં

નક્કી કરેલા ધારાધોરણને અનુસરીને વિદ્યાર્થીઓને અમુક ખાસ વિષયોનું જ શિક્ષણ લેવા માટે સગવડો આપવામાં આવે છે.

વિશ્વવિદ્યાલયનો પ્રાયોગિક અભ્યાસક્રમ બે કે ત્રણ વર્ષનો જ હોય છે. જે વિદ્યાર્થીઓએ માધ્યમિક શાળાનું ચોથું વર્ષ પૂરું કર્યું હોય તેમને માટે ત્રણ વર્ષનો અને જેમણે માધ્યમિક શાળાનો બધો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય એમને માટે બે વર્ષનો પ્રાયોગિક અભ્યાસક્રમ રાખવામાં આવે છે.

જે અભ્યાસી પદવી લીધા પછી બે વર્ષનો વધારે ઉંચો અભ્યાસ ચાલુ રાખે અને જેનો નિબંધ (થીસિસ) નિષ્ણાતોની સમિતિ ( Faculty Council ) મંજૂર રાખે તેને આચાર્યની ( ડૉક્ટર ) પદવી આપવાનો વિશ્વવિદ્યાલયને અધિકાર છે. વળી જેમણે અભ્યાસ ન કર્યો હોય અને ફક્ત નિબંધ જ લખ્યો હોય તેમને પણ આચાર્યની પદવી મળી શકે છે.

નિષ્ણાતોની સમિતિને જો કોઈ અભ્યાસી આચાર્યની પદવીને લાયક જ્ઞાન ધરાવતો માલમ પડે તો એ પદવી એને પણ આપી શકે છે.

દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ નીચે છેલ્લા પાચ વર્ષના વિશ્વવિદ્યાલયોના આંકડા આપ્યા છે—

| વર્ષ | વિશ્વવિદ્યાલયો | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૪૭ | ૭૦,૧૬૨ |
| ૧૯૩૨ | ૪૬ | ૬૯,૯૮૫ |
| ૧૯૩૧ | ૪૬ | ૬૯,૬૦૬ |
| ૧૯૩૦ | ૪૬ | ૬૭,૫૫૫ |
| ૧૯૨૯ | ૪૦ | ૬૧,૪૯૭ |

પ્રાયોગિક અભ્યાસક્રમ કરતા અને બીજા કેટલાક વિદ્યાર્થીઓ પણ આમા ગણી લેવામાં આવ્યા છે

## ૩. વિશિષ્ટ શાળાઓ અને વિશિષ્ટ હુન્નરશાળાઓ

વિશિષ્ટ શાળાઓમા કળા અને જ્ઞાનનુ વિસ્તૃત જ્ઞાન આપવામાં આવે છે વળી ધધારોજગારમા ઉપયોગી એવુ ખાસ જરૂરનુ જ્ઞાન જે વિશિષ્ટ શાળાઓમા આપવામા આવે છે તેને વિશિષ્ટ હુન્નરશાળાઓ કહે છે

આ પ્રકારની શાળાઓમા ત્રણ અથવા વધારે વર્ષનો અભ્યાસક્રમ રાખવામા આવે છે કળા કે સગીતની શાળામા, જે વિદ્યાર્થીએ માધ્યમિક શાળાનો અથવા કન્યાઓની ઉચ્ચ શાળાનો ત્રીજા વર્ષનો અભ્યાસ પૂરો કર્યો તેને દાખલ કરે છે, અને બીજી બધી વિશિષ્ટ શાળાઓમા જે વિદ્યાર્થીએ માધ્યમિક શાળાનો અથવા કન્યાઓની ઉચ્ચ શાળાનો સપૂર્ણ અભ્યાસ પૂરો કર્યો હોય અથવા એટલુ જ્ઞાન મેળવ્યુ હોય તેને દાખલ કરે છે

આ શાળાઓના અભ્યાસની મુદત, અભ્યાસના વિષયો, તેની યોજના, પ્રાયોગિક, પદવીદાન પછીનો, અથવા ખાસ અભ્યાસક્રમ, વગેરે બાબતો સરકારી સિવાયની બીજી શાળાના સચાલકો કેળવણી ખાતાના પ્રધાનની પરવાનગી લઈને નક્કી કરે છે

મોટા વિસ્તારવાળી વિશિષ્ટ શાળા લગભગ વિશ્વવિદ્યાલય જેવી જ હોય છે આથી તેની યોજનામા જરૂર પડનો ફેરફાર કરીને હાલમા થોડા વખતથી ઘણી વિશિષ્ટ શાળાઓને વિશ્વ વિદ્યાલયોમા ફેરવી નાખવામા આવી છે

છેલ્લા પાંચ વર્ષના આંકડા નીચે મુજબ છેઃ—

| | | | અન્ય કેળવણી | |
|---|---|---|---|---|
| | શાળાઓ | વિદ્યાર્થીઓ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
| ૧૯૩૩ | ૧૯૫ | ૯૫,૫૧૪ | ૨૫ | ૫,૬૨૭ |
| ૧૯૩૨ | ૧૭૬ | ૯૧,૧૯૦ | ૧૩ | ૧,૩૨૫ |
| ૧૯૩૧ | ૧૭૪ | ૯૧,૨૯૦ | ૧૨ | ૧,૧૦૯ |
| ૧૯૩૦ | ૧૬૮ | ૮૮,૨૬૯ | ૧૨ | ૧,૦૫૮ |
| ૧૯૨૯ | ૧૬૬ | ૮૫,૭૫૪ | ૧૩ | ૧,૦૩૯ |

દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ આ આકડા છે. ઉપરના આકડામા આવુ જ શિક્ષણ આપતી બીજી શાળાઓના આકડા ગણી લેવામા આવ્યા છે, અને એ આકડા જમણી બાજુએ જુદા પણ આપ્યા છે.

જાપાને પોતાની ખાસ જરૂરિયાતોને સપૂર્ણ રીતે લક્ષમાં લઈને જ પોતાની ઉચ્ચ કેળવણીની યોજના ઘડી છે આ કારણથી શાળાઓની યોજનાઓ પણ જુદી જુદી તરેહની હોય છે. આ યોજના પ્રમાણે જાપાન જ્ઞાનનો વિકાસ કરીને સદ્દગૃહસ્થો તથા સન્નારીઓને છાજતું વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડવા પ્રયત્ન કરી રહ્યું છે.

## અન્ય કેળવણી

પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ કેળવણીની બધી શાળાઓ ઉપરાત જાપાનમા બીજી પણ કેટલીક કેળવણીની સસ્થાઓ છે. બાલોદ્યાનો, અધશાળાઓ, અને બહેરામૂગાની શાળાઓ આ જાતની કેળવણી આપતી સસ્થાઓ છે વળી જ્ઞાનનો કોઈ અમુક વિભાગ જ શિખવનારી અન્ય શાળાઓ પણ ઉઘાડવામા આવે છે વળી ગુનેગારોને સુધારનારી સસ્થાઓ, અને હલકી જાતના કેદીને સુધારનારા કેદખાના, પતિત યુવાનોને સારે રસ્તે

દોરવા માટે જુદા જ ખાતા તરફથી ચલાવવામાં આવે છે, તેમને પણ કેળવણીની સંસ્થાઓ જ ગણી શકાય.

## ૧. બાલોદ્યાનો

જાપાનમા પ્રાથમિક શાળાઓ જેટલો બાલોદ્યાનોનો વિસ્તાર હજુ થયો નથી. ફક્ત શહેરો અને મોટા કસ્બાઓમાં જ બાલોદ્યાનો નજરે પડે છે. પણ હમણા હમણાં સમાજની પ્રગતિ થવાને લીધે બાલોદ્યાનોની સુધારણા અને વિસ્તાર થવાની જરૂર સમજાવા લાગી છે, અને હાલમા જ થોડા વખત ઉપર તેમના વિકાસને ઉત્તેજન આપવા સારુ એક શાહી ફરમાન બહાર પાડવામા આવ્યુ છે.

બાલોદ્યાનમાં ત્રણ વર્ષની ઉમ્મરથી તે શાળામા જવા યોગ્ય ઉમ્મરના બાળકો દાખલ કરવામા આવે છે. અહીં બાળકને ઘરના જેવું શિક્ષણ આપવામા આવે છે. બાલોદ્યાનના અભ્યાસમા રમતગમતો, સંગીત, નિરીક્ષણ, વાર્તાઓ, હાથકારીગરી, વગેરે વિષયો જ રાખવામા આવ્યા છે

બાલોદ્યાન સંબંધી છેલ્લા પાચ વર્ષના આંકડા દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી ઉપરથી નીચે આપ્યા છે—

| વર્ષ | બાલોદ્યાનો | બાળકો |
|---|---|---|
| ૧૯૩૩ | ૧,૬૦૮ | ૧,૨૯,૦૦૧ |
| ૧૯૩૨ | ૧,૬૨૨ | ૧,૨૬,૫૬૪ |
| ૧૯૩૧ | ૧,૫૧૨ | ૧,૨૧,૯૭૫ |
| ૧૯૩૦ | ૧,૩૯૭ | ૧,૧૪,૭૪૯ |
| ૧૯૨૯ | ૧,૨૯૪ | ૧,૦૭,૨૩૬ |



કન્યાઓની એક ઉચ્ચ શાળામાં વ્યાયામપ્રવૃત્તિ

## ૨. આંધળાં, બહેરાં, અને મૂંગાંની શાળાઓ

શહેનશાહ મેઈજીના યુગની શરૂઆતથી જાપાનની સરકારે કેળવણીના સંબંધમાં એવી નીતિ અખત્યાર કરી છે કે જેથી દેશમાં કોઈ પણ માણસ નિરક્ષર રહે નહિ. આથી, પ્રાથમિક અને માધ્યમિક શાળામા તથા કન્યાઓની ઉચ્ચ શાળામાં, કુદરતી ખોડવાળાં બાળકોને પણ દાખલ કરવામાં આવે છે, અને તેમને અભ્યાસનો ઘણોખરો સમય હાજરી આપવી પડે છે. કેટલાક એવા ખોડવાળાં બાળકો હોય છે કે તેમને માટે જુદી જ પદ્ધતિનું શિક્ષણ આપવું પડે છે. એવાં બાળકોને માટે અંધશાળાઓ અને બહેરાંમૂગાંની શાળાઓ ઉઘાડવામા આવે છે. આ શાળાઓમાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પૂર્ણ આપવાને માટે રાજાજ્ઞાઓ બહાર પાડવામાં આવી છે.

અંધશાળાઓ તથા બહેરાંમૂગાંની શાળાઓના છેલ્લા પાંચ વર્ષના આંકડા દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ નીચે આપ્યા છેઃ–

| | અંધશાળાઓ | વિદ્યાર્થીઓ | બહેરામૂગાની શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૭૮ | ૪,૬૧૩ | ૫૯ | ૪,૩૭૬ |
| ૧૯૩૨ | ૭૭ | ૪,૫૫૦ | ૫૯ | ૪,૧૪૪ |
| ૧૯૩૧ | ૭૪ | ૪,૩૦૬ | ૫૧ | ૩,૮૩૧ |
| ૧૯૩૦ | ૭૩ | ૪,૦૮૮ | ૪૯ | ૩,૬૪૦ |
| ૧૯૨૯ | ૭૨ | ૩,૭૬૬ | ૪૭ | ૩,૪૬૪ |

શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં આંધળાંબહેરાં અને મૂગાં બાળકોમાંથી શાળામાં હાજરી આપતાં બાળકોની દર વર્ષે નોંધ રાખવામાં આવે છે; અને એના છેલ્લા આંકડા નીચે આપવામાં

આવ્યા છે. કદાચ એમ લાગશે કે આવાં બાળકોનો બુદ્ધિનો વિકાસ સામાન્ય બાળકોના જેટલો થતો નથી, અને એવાં શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં બાળકોમાંથી બહુ જ થોડાં શાળામાં હાજરી આપે છે; પણ ઉપર આપેલા આંકડા સાથે નીચેના આંકડા સરખાવવાથી જાપાનમાં આવાં બાળકોને અપાતી કેળવણીનો ખ્યાલ આવશે.

શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં આંધળાં, બહેરાં, અને મૂંગાં બાળકોના માર્ચ ૧૯૩૩ની પહેલી તારીખના આંકડા

| | કુલ | શાળામાં ભણતાં | શાળામાં જવા યોગ્ય ઉમ્મરના દર ૧૦૦૦ બાળકોમા એમાતું પ્રમાણ | દર ૧૦૦ એવા બાળકોમા શાળામાં જવા બાળકોનું પ્રમાણ |
|---|---|---|---|---|
| આંધળાં | ૨,૪૨૭ | ૫૨૦ | ૨·૭૭ | ૨૧·૪૩ |
| બહેરાંમૂંગાં | ૬,૨૮૫ | ૧,૭૦૯ | ૫·૩૬ | ૨૬·૧૯ |
| આંધળાં તેમ જ બહેરાં અને મૂંગાં | ૬૨ | ૪ | ૦·૦૫ | ૬·૪૫ |
| | કુલ ૮,૭૭૪ | ૨,૨૩૩ | ૭·૪૮ | ૨૫·૪૫ |

૩. પરચૂરણ શાળાઓ

કેટલીક શાળાઓ એવી છે કે જેની રચના, અભ્યાસ, વિષયો, વગેરે રાજ્ય તરફથી થયેલા કાયદાઓ અને રાજઆજ્ઞાઓ વડે નક્કી કરવામાં આવતા નથી. આવી જાતની શાળાઓની ઉપર આવી ગયેલી કોઈ પ્રકારની શાળાઓમા ગણતરી થઈ શકતી નથી, તેથી એ શાળાઓને પરચૂરણ શાળાઓ કહેવામાં આવે છે. જ્યારે એવી જાતની શાળા ચલાવવાની જરૂર પડે ત્યારે યોગ્ય અધિકારીઓ પાસેથી તેના સંચાલકોને પરવાનગી મેળવી લેવી પડે છે. જે બાળકોએ સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો

ન હોય એવાં શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં બાળકોને ભણાવવા માટે આવી કોઈ પરચૂરણ શાળા ઉઘાડવી હોય તો તેને પરવાનગી આપવામાં આવતી નથી.

પરચૂરણ શાળાઓ સંબંધી છેલ્લા પાંચ વર્ષના આંકડા દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી પ્રમાણે નીચે આપ્યા છે —

| વર્ષ | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૧,૯૧૭ | ૨,૦૩,૧૨૩ |
| ૧૯૩૨ | ૧,૯૩૪ | ૧,૯૬,૯૦૩ |
| ૧૯૩૧ | ૧,૯૩૨ | ૨,૧૭,૨૫૭ |
| ૧૯૩૦ | ૧,૮૭૯ | ૨,૨૮,૫૧૨ |
| ૧૯૨૯ | ૧,૭૯૫ | ૨,૨૭,૧૬૧ |

આવી પરચૂરણ શાળાઓની ઘણીખરી બાબતો તેના સંચાલકોની મુનસફી ઉપર છોડી દેવામાં આવે છે. આથી એવી શાળાઓનો અભ્યાસક્રમ વગેરે બાબતોમાં એકધાર્યું ધોરણ રહેતું નથી. કેટલીક શાળાઓનો ઉદ્દેશ થોડા વખતમા સરળ રીતે અભ્યાસક્રમ પૂરો કરવાનો હોય છે, અને કેટલીકમાં તો ખૂબ ઉંચો અભ્યાસક્રમ રાખવામાં આવે છે, અને એ વિશિષ્ટ શાળાના જેટલા જ દરજ્જાની હોય છે કેટલીક શાળા માધ્યમિક શાળાઓ જેવી કે હુન્નરશાળાઓ જેવી હોય છે. ૧૯૩૩ના માર્ચ મહિનામાં નીચે મુજબ શાળાઓ હતી —

| | પરચૂરણ શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| પ્રાથમિક શાળાને મળતી | ૨૪૯ | ૧૭,૨૨૯ |
| માધ્યમિક શાળાને મળતી | ૬૪ | ૧૫,૫૫૯ |
| કન્યાઓની ઉચ્ચ શાળાને મળતી | ૨૭ | ૧,૮૯૦ |
| વિશિષ્ટ શાળાઓને મળતી | ૨૫ | ૫,૬૨૭ |
| હુન્નરશાળાને મળતી | ૫૧૯ | ૫૫,૫૫૫ |
| એ સિવાયની | ૯૫૨ | ૮૬,૩૧૯ |
| કુલ | ૧,૮૩૬ | ૧,૭૪,૧૭૮ |

## શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓ

જાપાને કાબેલ શિક્ષકોની જરૂર ખાસ સ્વીકારી છે, અને એવા શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓને સર્વાંગસંપૂર્ણ બનાવવા પોતાથી બનતા બધા જ પ્રયત્નો કર્યા છે.

પ્રથમ તો પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપનારી અધ્યાપન શાળાઓ સ્થાપવાનું અને ચલાવવાનું કામ પ્રજા ઉપર ફરજિયાત રાખવામાં આવ્યું છે. હોકેડો એટ અને દરેક પ્રાંતને એક અધ્યાપન શાળા તો ફરજિયાત રાખવી જ પડે છે. અમુક સંજોગોને લીધે જરૂર પડે તો યુવક શાળાના શિક્ષકોને તાલીમ આપનારી સસ્થાઓ પણ તેમને રાખવી પડે છે; અને શહેરો પણ આ જવાબદારીમાંથી મુક્ત નથી.

અધ્યાપન શાળાના અધ્યાપકો, અને માધ્યમિક શાળાનાં કન્યાઓની ઉચ્ચ શાળાના તથા હુન્નરશાળાના શિક્ષકોને તાલીમ આપવાનુ કામ રાજ્યે પોતાને માથે રાખી લીધું છે, અને એટલા માટે ઉચ્ચ અધ્યાપન શાળાઓ, સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળાઓ, શિક્ષકો તૈયાર કરનારી વિશિષ્ટ સંસ્થાઓ, વગેરેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી અથવા સ્થાનિક સાર્વજનિક મંડળો તરફથી શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. એમાંથી તેમને થતા ખર્ચનો અમુક ભાગ નીકળે છે. વળી ઉંચા પ્રકારનું કળા અને વિજ્ઞાનનું શિક્ષણ આપવાને લાયક શિક્ષકો અને એટલા માટે ઝળકતી કારકીર્દિવાળા વિદ્યાર્થીઓને પસંદ કરી આગળ અભ્યાસ માટે પરદેશ મોકલવામાં આવે છે.

દર વર્ષના માર્ચની પહેલી તારીખે થતી ગણતરી મુજબ શિક્ષકોને તાલીમ આપતી શાળાઓના છેલ્લા પાંચ વર્ષના આંકડા નીચે આપ્યા છે —

| | શિક્ષકોને તાલીમ આપતી શાળાઓ | વિદ્યાર્થીઓ | જેની ગણતરી વિશિષ્ટ શાળામાં પણ છે એવી શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૧૫૯ | ૪૧,૨૬૭ | ૨ | ૧૫૭ |
| ૧૯૩૨ | ૧૬૭ | ૪૩,૬૯૭ | ૨ | ૧૬૬ |
| ૧૯૩૧ | ૧૭૫ | ૪૯,૨૮૩ | ૨ | ૧૬૪ |
| ૧૯૩૦ | ૧૭૮ | ૫૩,૩૫૯ | ૨ | ૧૫૫ |
| ૧૯૨૯ | ૧૨૪ | ૫૪,૯૮૩ | ૨ | ૧૬૩ |

## ૧. પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓ

હોકેડો બેટ અને બીજા પ્રાંતોમાં સ્થપાયેલી અધ્યાપન શાળાઓ એ જ મુખ્યત્વે પ્રાથમિક શાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ છે; અને સરકારે સ્થાપેલી ટોકીઓની સંગીત મહાપાઠશાળાનો વ વર્ગ પ્રાથમિક શાળાના સંગીત શિક્ષકો તૈયાર કરે છે.

અધ્યાપન શાળામાં ચાલુ અભ્યાસક્રમ ઉપરાંત પદવીજ્ઞાન પછીનો ઉંચો અભ્યાસક્રમ પણ રાખવામાં આવે છે. ચાલુ અભ્યાસક્રમમાં બે વિભાગો રાખવામાં આવ્યા છે. અમુક સંજોગોમાં પ્રાંતનો સુબો કેળવણી ખાતાના પ્રધાનની પરવાનગી લઈને બેમાંથી એક વિભાગનું શિક્ષણ બંધ કરી શકે છે

પહેલા વિભાગમાં દાખલ થવા માટે વિદ્યાર્થીએ ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરવો પડે છે. છતાં ચૌદ વર્ષની ઉમ્મરના એટલા જ જ્ઞાનવાળા વિદ્યાર્થીને તેમાં દાખલ કરી શકાય છે. આ વિભાગનો અભ્યાસક્રમ પાંચ વર્ષનો છે. બીજા વિભાગનો અભ્યાસક્રમ બે વર્ષનો છે; અને જે વિદ્યાર્થીએ માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન ધરાવતો હોય, એને જ દાખલ કરવામાં આવે છે. સ્ત્રીઓની

બાબતમાં જેમણે કન્યાઓની ઉચ્ચ શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન ધરાવતી હોય એવી સ્ત્રીઓને દાખલ કરવામાં આવે છે.

આ બે વિભાગમાં ચાલતા વિષયો અથવા એને લગતા બીજા વિષયોનો જેને આગળ અભ્યાસ કરવો હોય એવા વિદ્યાર્થીઓને માટે પદવીદાન પછીનો અભ્યાસક્રમ રાખવામાં આવે છે. ચાલુ અભ્યાસ પૂરો કર્યો હોય એવા અથવા એટલું જ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓને આ અભ્યાસક્રમમાં દાખલ કરી શકાય છે. આ અભ્યાસ એક વર્ષનો જ હોય છે.

વળી અધ્યાપન શાળામાં પ્રાથમિક શાળાના શિક્ષકોના જ્ઞાનમાં વધારો કરનારા વર્ગો રાખવામાં આવે છે; તથા સામાન્ય પ્રાથમિક શાળાના શિક્ષકોને અને પ્રાથમિક શાળાની શીવણકામની તેમ જ બાલોદ્યાનની શિક્ષિકાઓ તૈયાર કરવામાં આવે છે.

ટોકીઓની સંગીત મહાપાઠશાળાના વ વર્ગમાં એક વર્ષનો અભ્યાસક્રમ હોય છે; અને જેણે માધ્યમિક શાળાનો અથવા કન્યાઓની ઉચ્ચ શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય એને જ આ વર્ષમાં દાખલ કરવામાં આવે છે. આ વર્ગો ૧૯૨૮ની સાલ પછી બંધ કરવામાં આવ્યા છે.

દર વર્ષના માર્ચ મહિનાની પહેલી તારીખે થતી ગણતરી મુજબ પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપતી અધ્યાપન શાળાઓના છેલ્લા પાંચ વર્ષના આંકડા નીચે આપ્યા છે :—

| | અધ્યાપન શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| ૧૯૩૩ | ૧૦૩ | ૩૬,૮૯૭ |
| ૧૯૩૨ | ૧૦૪ | ૩૮,૯૬૮ |
| ૧૯૩૧ | ૧૦૫ | ૪૩,૮૫૨ |
| ૧૯૩૦ | ૧૦૫ | ૪૭,૪૪૪ |
| ૧૯૨૯ | ૧૦૪ | ૪૮,૯૩૦ |

## ૨. માધ્યમિક કેળવણીના શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓ

ઉચ્ચ અધ્યાપન શાળાઓ, સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળાઓ, શિક્ષકોને તાલીમ આપનારી વિશિષ્ટ શાળાઓ, ટોકીઓની લલિતકળા મહાપાઠશાળાનો ચિત્રકળા વિભાગ અને ટોકીઓની સંગીત મહાપાઠશાળાનો જ વર્ગ એટલી આ જાતની સંસ્થાઓ છે. જુદી જુદી સંસ્થાની યોજના તથા અભ્યાસક્રમમાં તથા તેમા શિખવાતા વિષયોમાં તફાવત હોય છે; છતાં તેમાં દાખલ થવાને માટે લાયકીનું ધોરણ તો એકસરખું જ રાખવામાં આવ્યું છે. માધ્યમિક શાળા, કન્યાઓની ઉચ્ચ શાળા, કે અધ્યાપન શાળાનો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય એવા વિદ્યાર્થીઓ જ તેમાં દાખલ થઈ શકે છે.

ઉચ્ચ અધ્યાપન શાળામાં શોધખોળનો અભ્યાસક્રમ અને સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળામાં પદવીદાન પછીનો ઉંચો અભ્યાસક્રમ રાખી શકાય છે. વળી જરૂર પડે તો સ્ત્રીઓ તથા પુરુષોની ઉચ્ચ અધ્યાપન શાળામાં ખાસ અભ્યાસક્રમ તથા પસંદગીનો અભ્યાસક્રમ પણ રાખી શકાય છે, અને વિદ્યાર્થીઓ ચાલુ અભ્યાસક્રમમાંથી અમુક ભાગ જ પસંદ કરીને શીખી શકે છે.

૬૨ વર્ષના માર્ચ મહિનાની પહેલી તારીખે થતી ગણતરી મુજબ માધ્યમિક શાળાઓના શિક્ષકોને તાલીમ આપતી શાળાઓના આંકડા નીચે આપ્યા છે :—

## શાળાઓ

| વર્ષ | ઉચ્ચ અધ્યાપન શાળાઓ | સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળાઓ | શિક્ષકોને તાલીમ આપનારી ખાસ સંસ્થાઓ | ટોકિયોની લલિતકલા મહાપાઠશાળાનો ચિત્રકળા વિભાગ | ટોકિયોની સંગીત મહાપાઠશાળાનો વર્ગ | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૨ | ૨ | ૪ | ૧ | ૧ | ૧૦ |
| ૧૯૩૨ | ૨ | ૨ | ૯ | ૧ | ૧ | ૧૫ |
| ૧૯૩૧ | ૨ | ૨ | ૧૪ | ૧ | ૧ | ૨૦ |
| ૧૯૩૦ | ૨ | ૨ | ૧૬ | ૧ | ૧ | ૨૨ |
| ૧૯૨૯ | ૨ | ૨ | ૧૫ | ૧ | ૧ | ૨૧ |

## વિદ્યાર્થીઓ

| વર્ષ | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૧,૭૯૦ | ૮૩૯ | ૧૫૪ | ૪૬ | ૯૦ | ૨,૯૪૦ |
| ૧૯૩૨ | ૧,૮૪૪ | ૮૫૦ | ૪૧૮ | ૭૩ | ૯૩ | ૩,૭૨૮ |
| ૧૯૩૧ | ૧,૮૭૫ | ૮૪૧ | ૮૮૮ | ૭૧ | ૯૩ | ૩,૭૭૮ |
| ૧૯૩૦ | ૧,૮૫૧ | ૮૪૦ | ૧,૩૪૫ | ૬૮ | ૮૭ | ૪,૧૯૧ |
| ૧૯૨૯ | ૧,૮૦૯ | ૮૩૯ | ૧,૬૨૧ | ૬૭ | ૯૬ | ૪,૪૩૨ |

શાળાઓના માર્ચની ૩૧મી તારીખના આંકડા છે, અને વિદ્યાર્થીઓના માર્ચની પહેલી તારીખના આંકડા છે.

માધ્યમિક શાળાના શિક્ષકો પૂરતા પ્રમાણમા તૈયાર થઈ શકતા ન હોવાથી જાપાનની અને બીજા દેશોની ઉચી પદવી ધરાવનારા માણસોને શિક્ષક તરીકેના પ્રમાણપત્ર વગર પરીક્ષાએ પણ આપીને શિક્ષકો પૂરા પાડવ મા આવે છે આવા શિક્ષકોની પદવી સ્ત્રીઓ કે પુરુષોની ઉચ્ચ અધ્યાપન શાળાની પદવી જેટલા જ દરજ્જાની અથવા ઉચા પ્રકારની હોય છે.

### ૩. હુન્નરશાળાના શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓ

સરકારી વિશ્વવિદ્યાલયોને અંગે જ હુન્નરશાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ હોય છે; અને એ શિક્ષકો પ્રત્યક્ષ પાઠો આપીને વિષયો શીખવે છે. વળી વિશિષ્ટ શાળાઓને અંગે પણ આવી સંસ્થાઓ રાખવામાં આવે છે. આ સંસ્થાઓનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો હોય છે.

જેમણે માધ્યમિક શાળાનો અથવા અધ્યાપન શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય, અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય એવા વિદ્યાર્થીઓ જ આ સંસ્થાઓમાં દાખલ થઈ શકે છે. વળી જે હુન્નરશાળા, સામાન્ય પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય એવા વિદ્યાર્થીઓને જ દાખલ કરતી હોય, તેવી હુન્નરશાળાનો પાંચ વર્ષ સુધીનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોય એવા વિદ્યાર્થી પણ આ સંસ્થામાં દાખલ થઈ શકે છે

દર વર્ષના માર્ચ મહિનાની પહેલી તારીખે થતી ગણતરી પ્રમાણે આવી સંસ્થાઓના આંકડા નીચે આપ્યા છે:—

| | ખેતીની સંસ્થાઓ | | હુન્નરશાળાઓ | | વ્યાપારની સંસ્થાઓ | |
|---|---|---|---|---|---|---|
| | સંસ્થાઓ | વિદ્યાર્થીઓ | સંસ્થાઓ | વિદ્યાર્થીઓ | સંસ્થાઓ | વિદ્યાર્થીઓ |
| ૧૯૩૩ | ૧ | ૧૧૬ | ૨ | ૧૫૦ | ૧ | ૧૦૫ |
| ૧૯૩૨ | ૧ | ૧૨૧ | ૨ | ૧૫૦ | ૧ | ૧૦૩ |
| ૧૯૩૧ | ૧ | ૧૧૭ | ૪ | ૧૫૧ | ૧ | ૯૭ |
| ૧૯૩૦ | ૧ | ૧૨૦ | ૪ | ૧૫૭ | ૧ | ૯૬ |
| ૧૯૨૯ | ૧ | ૮૯ | ૨ | ૧૬૨ | ૧ | ૯૦ |

| | કુલ | |
|---|---|---|
| | સંસ્થાઓ | વિદ્યાર્થીઓ |
| ૧૯૩૩ | ૪ | ૩૭૧ |
| ૧૯૩૨ | ૪ | ૩૭૪ |
| ૧૯૩૧ | ૬ | ૩૬૫ |
| ૧૯૩૦ | ૬ | ૩૭૩ |
| ૧૯૨૯ | ૪ | ૩૪૧ |

કેટલીક ઉંચા પ્રકારની શાળાની પદવી લીધેલા વિદ્યાર્થીઓને વગર પરીક્ષાએ પણ હુન્નરશાળાના શિક્ષક તરીકેનું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

### ૪. યુવક શાળાના શિક્ષકો તૈયાર કરનારી શંસ્થાઓ

પહેલાં હુન્નરશાળાને લગત શાળાઓના શિક્ષકો તયાર કરનારી સંસ્થાઓ હતી; પણ ૧૯૩૫ના એપ્રિલમા તેની રચના અને અભ્યાસક્રમમાં જરૂર પૂરતો ફેરફાર કરી તેમને યુવક શાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ બનાવવામાં આવી છે.

હોકેડો બેટ અને પ્રાંતો તથા શહેરોમાં આવી સંસ્થાઓ ઉઘાડવામા આવે છે તેનો અભ્યાસક્રમ બે વર્ષનો હોય છે, પણ જરૂર પડે તો ત્રણ વર્ષ સુધીનો રાખી શકાય છે.

પાચ વર્ષનો અભ્યાસક્રમ ચલાવતી અથવા એવી જ બીજી હુન્નરશાળાનો, અધ્યાપન શાળાનો, માધ્યમિક શાળાનો, કે કન્યાઓની ઉચ્ચ શાળાનો અભ્યાસ પૂરો કર્યો હોય અથવા એટલું જ્ઞાન મેળવ્યું હોય એવા વિદ્યાર્થીઓને આ સંસ્થાઓમા દાખલ કરવામા આવે છે

આ સસ્થાઓમાં નીતિશિક્ષણ, નાગરિકના ધર્મો, શિક્ષણશાસ્ત્ર, જાપાની ભાષા, જાપાનનો ઇતિહાસ, સ્ત્રીઓને માટે ગૃહવિજ્ઞાન તથા શીવણકામ, ધંધારોજગારનું શિક્ષણ, અને વ્યાયામ, એટલા વિષયો રાખવામાં આવ્યા છે. આ ઉપરાત ભૂગોળ, ગણિતશાસ્ત્ર, વિજ્ઞાન, સગીત, ચિત્રકળા, અને બીજા ઉપયોગી વિષયો પણ શીખવી શકાય છે.

૧૯૩૫ના એપ્રિલની પહેલી તારીખે ફક્ત એક જ પ્રાંતમાં યુવક શાળાના શિક્ષકો તૈયાર કરનારી સસ્થા નહોતી. બધી મળીને દેશમાં ૪૮ આવી સંસ્થાઓ છે. એમાંની ૪૪ પુરુષો

માટે, ૨ સ્ત્રીઓ માટે, અને ૨ સ્ત્રીઓ તથા પુરુષો બન્ને માટે હતી.

## ૫. ઉચ્ચ અભ્યાસક્રમ માટેના શિક્ષકોને અપાતી તાલીમ

ઉચ્ચ અભ્યાસક્રમ માટેના શિક્ષકો તૈયાર કરવા માટે જાપાનમાં ખાસ સંસ્થાઓ નથી; પરંતુ વિશ્વવિદ્યાલયની જ્ઞાનની જુદી જુદી શાખાઓમાં અથવા પદવીદાન પછીના ઉંચા અભ્યાસક્રમમાં, અથવા ઉચ્ચ અધ્યાપન શાળાના પદવીદાન પછીના ઉંચા અભ્યાસક્રમમાં એવા શિક્ષકો તૈયાર કરવામાં આવે છે. તેઓ કેળવણી ખાતાની પ્રત્યક્ષ હકુમતમાં આવતી શાળાના શિક્ષકો થઈ શકે છે. તેઓ શિક્ષક તરીકેની તાલીમ લેતા હોય ત્યારે તેમને શિષ્યવૃત્તિઓ પણ આપવામાં આવે છે.

જે ઉદ્દેશથી એ શિષ્યવૃત્તિઓ આપવામા આવતી હતી તે ઉદ્દેશ પાર પડેલો હોવાથી હાલમાં એવી શિષ્યવૃત્તિઓ આપવાનું મુલતવી રાખવામાં આવ્યું છે, પરંતુ યોગ્ય તપાસ થયા પછી જરૂર લાગે તો ઉચ્ચ અધ્યાપન શાળાનો પદવીદાન પછીનો અભ્યાસ કરતા શિક્ષકોને એવી શિષ્યવૃત્તિઓ આપવામા આવે છે.

વળી ઝળકતી કારકીર્દીવાળા અનુભવી શિક્ષકોને આગળ અભ્યાસ કરવા માટે સરકાર તરફથી પરદેશ મોકલવામાં આવે છે. દર વર્ષના માર્ચની ગણતરી મુજબ નીચે એમના આંકડા આપ્યા છે :—

| વર્ષ | પરદેશ ભણતા વિદ્યાર્થીઓ |
|---|---|
| ૧૯૩૩ | ૧૮૪ |
| ૧૯૩૨ | ૧૯૧ |
| ૧૯૩૧ | ૨૧૯ |
| ૧૯૩૦ | ૩૬૧ |
| ૧૯૨૯ | ૪૧૮ |

વળી ઉચ્ચ અભ્યાસક્રમ માટેના શિક્ષકો પૂરા પાડવા માટે ,જેઓ આચાર્યની ( ડોક્ટરની ) પદવી ધરાવતા હોય અથવા એવી જ કોઈ બીજી પદવી ધરાવતા હોય તેમને ઉચ્ચતર શાળાના શિક્ષકો થવા માટે પ્રમાણપત્ર આપવામાં આવે છે.

૬. બીજા શિક્ષકો અને બાલોદ્યાનની શિક્ષિકાઓ

ટોકિયોની અંધશાળામાં તથા બહેરાંમૂંગાંની શાળામાં આંધળાં, બહેરાં, અને મૂગાં બાળકોના શિક્ષકો તૈયાર કરવામાં આવે છે. વળી ઉપર કહ્યા મુજબ અધ્યાપન શાળાઓમાં બાલોદ્યાનની શિક્ષિકાઓ તૈયાર કરવામાં આવે છે. ઉપરાંત ટોકિયો અને નારાની સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળામાં પણ એવી શિક્ષિકાઓ તૈયાર કરવા માટેના ખાસ વર્ગો રાખવામાં આવ્યા છે. આ ખાસ વર્ગોમાં બાલોદ્યાનને લગતા વિષયોનું શિક્ષણ ખાસ ઉંચી કારકીર્દિવાળી શિક્ષિકાઓને જ અપાય છે.

ગુનેગારોને સુધારનારી શાળાઓ અને હલકી સજાના કેદીઓને સુધારનારાં કેદખાનાંમાં કામ કરવાને તેમની દેખરેખ રાખનારા ખાતા તરફથી શિક્ષકો પૂરા પાડવામાં આવે છે, અને શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ પણ ચલાવવામાં આવે છે.

## સામાજિક કેળવણી

પ્રજાને પ્રગતિવાન બનાવવા તથા તેના જીવનમાં સંસ્કારો ઉતારવા માટે સામાજિક કેળવણીનો વિસ્તાર કરવાની ખાસ જરૂર રહે છે. આ હેતુથી જાપાનના કેળવણી ખાતાનો એક સામાજિક કેળવણીનો વિભાગ રાખવામાં આવ્યો છે. સામાજિક કેળવણીના કેટલાક નિરીક્ષકો કેળવણી ખાતા તરફથી તથા સ્થાનિક સરકારો તરફથી નીમવામાં આવે છે.

સામાજિક કેળવણીનો સંપૂર્ણ અહેવાલ નીચે આપવામાં આવ્યો છે:—

૧. પુખ્ત ઉમ્મરના માણસોની કેળવણી

જે માણસોને નિયમિત અભ્યાસ કરવાની જરા સરખી પણ તક મળતી નથી એવા લોકોને માટે કેળવણી ખાતા તરફથી ખાતા વ્યવસ્થા કરવામાં આવી છે. કેળવણી ખાતું પોતાની પ્રત્યક્ષ દેખરેખ નીચે ચાલતી કેટલીક શાળાઓને ભાષણો ગોઠવવાનું સૂચવે છે. આથી દેશની સામાન્ય પુખ્ત વયની પ્રજાને કેળવણી મળે છે અને તેમનું જીવન સંસ્કારી બને છે.

૨. પુસ્તકાલયો

દેશની સામાજિક કેળવણીમાં પુસ્તકાલયોનું સ્થાન ઘણું મહત્ત્વનું છે; અને એટલા માટે રાજ્ય તરફથી પુસ્તકાલયોનો ઘણો ફેલાવો કરવામા આવે છે. રાજ્યે ટોકિયોમા રાષ્ટ્રીય પુસ્તકાલય ખોલ્યું છે; અને સ્થાનિક સાર્વજનિક મંડળોને પોતાના જુદાં પુસ્તકાલયો ચલાવવા માટે આર્થિક મદદ આપી ઉત્તેજન આપવામાં આવે છે. પુસ્તકાલયોના કાબેલ ગ્રંથપાલો તૈયાર કરવા માટે રાજ્ય તરફથી ટૂંક મુદતના વર્ગો પણ ચલાવવામા આવે છે નીચેના આકડા ઉપરથી તેમની પ્રગતિનો ખ્યાલ આવશે —

| વર્ષ | પુસ્તકાલયો | વાચકો ૧૦૦૦ની સંખ્યામા | દર ૧૦૦૦ ચોરસ માઈલે પુસ્તકાલયોની સંખ્યા |
|---|---|---|---|
| ૧૯૩૩ | ૪,૬૮૬ | ૨૪,૭૬૬ | ૩૧·૫ |
| ૧૯૩૨ | ૪,૬૦૯ | ૨૪,૯૮૦ | ૩૧ |
| ૧૯૩૧ | ૪,૬૦૯ | ૨૩,૩૫૫ | ૩૧ |
| ૧૯૩૦ | ૪,૫૫૩ | ૨૨,૮૫૩ | ૩૦·૫ |
| ૧૯૨૯ | ૪,૪૯૦ | ૨૨,૮૪૭ | ૩૦ |

પુસ્તકાલયોના આંકડા દર વર્ષના માર્ચની પહેલી તારીખની ગણતરી મુજબ છે, અને વાચકોની સંખ્યા આગલા વર્ષના એપ્રિલની પહેલીથી ત્યાર પછીના વર્ષના માર્ચની ૩૧મી સુધીની ગણી છે.

૩. પ્રજાના સંસ્કારો

પ્રજાના જીવનમાં ચેતન રેડવા અને તેની રહેણીકરણી તથા આચારને પ્રાણવાન બનાવવા કેળવણી ખાતા તરફથી ભારે શ્રમ ઉઠાવવામાં આવે છે. પ્રજાના સંસ્કારોને ઉચ્ચ બનાવવાના કાર્યમાં દેશની કેળવણી તથા સામાજિક ઉન્નતિમાં રસ લેતા પ્રજાજનોને તથા મંડળોને પ્રોત્સાહન આપવામાં આવે છે. ઉચ્ચ સંસ્કારો આખા દેશની પ્રજાના જીવનમાં વણાઈ જાય એટલા માટે જુદી જુદી સંસ્થાઓ મારફત અને જુદાં જુદાં સાધનો વડે કેળવણી ખાતા તરફથી ખાસ પ્રયત્નો કરવામાં આવે છે.

૪. યુવક સમાજો, યુવતી સમાજો, અને બાલવીર સંસ્થા

શાળાનું નિયમિત શિક્ષણ છોડ્યા પછી, યુવક સમાજો અને યુવતી સમાજોની મદદ વડે જ દેશના યુવાન વર્ગના માનસિક તથા નૈતિક જીવનમાં ઉચ્ચ સંસ્કારો ઉતારી શકાય છે. કેળવણી ખાતા તરફથી આ સમાજોને ખાસ ઉત્તેજન આપવામાં આવે છે; અને હાલ દેશમાં એક પણ શહેર, કસ્બો, કે ગામડું એવું નહિ હોય કે જ્યાં આવા સમાજોની સ્થાપના થઈ ન હોય. ઘણુંખરું આ સમાજો સ્વતંત્ર હોય છે, અને પોતાને અનુકૂળ સંજોગો પ્રમાણે જુદી જુદી પ્રવૃત્તિઓ ચલાવે છે. એ પ્રવૃત્તિઓમાંની કેટલીક નીચે આપી છેઃ—

*વ્યાખ્યાન સમારંભો, વ્યાખ્યાન સમાજો, શોધખોળ, વાચન, ચર્ચાઓ, શારીરિક સુધારણા, વિનોદ, સહકારથી થતી ખેતી, અભ્યાસની દૃષ્ટિએ મુસાફરી, નિરીક્ષણ, વગેરે.* આમ જુદી જુદી

પ્રવૃત્તિઓ વડે યુવાન પ્રજાનાં શરીર, મન, અને બુદ્ધિનો વિકાસ કરવામાં આવે છે. યુવાનોને ઉદ્યોગોનું શિક્ષણ તથા પોતાનું તંત્ર પોતે ચલાવી લેવાની કળાનું શિક્ષણ આપવામાં આવે છે. આ રીતે તેમને ભવિષ્યના નાગરિકો બનાવવામાં આવે છે.

યુવાન પ્રજાની સામાજિક કેળવણીમાં બાલવીર સંસ્થાનું સ્થાન પણ ઘણું મહત્ત્વનું છે; અને હાલ થોડાં વર્ષમાં એ દિશામાં ઘણી સારી પ્રગતિ કરવામાં આવી છે.

યુવક સમાજો અને યુવતી સમાજોના આંકડા નીચે આપવામાં આવ્યા છે:—

| વર્ષ | યુવક સમાજો | તેના સભ્યો | યુવતી સમાજો | તેના સભ્યો |
|---|---|---|---|---|
| ૧૯૩૩ | ૧૫,૩૦૦ | ૨૪,૯૭,૧૬૬ | ૧૩,૩૭૮ | ૧૫,૨૨,૦૪૧ |
| ૧૯૩૨ | ૧૫,૩૬૫ | ૨૫,૧૮,૧૭૩ | ૧૩,૩૯૬ | ૧૫,૩૪,૧૨૫ |
| ૧૯૩૧ | ૧૫,૨૦૨ | ૨૪,૯૫,૭૦૮ | ૧૩,૨૨૫ | ૧૫,૬૨,૧૨૩ |
| ૧૯૩૦ | ૧૫,૧૩૪ | ૨૫,૫૩,૧૯૨ | ૧૨,૩૨૨ | ૧૫,૫૦,૪૬૦ |
| ૧૯૨૯ | ૧૪,૨૯૫ | ૨૫,૩૪,૩૨૬ | ૧૦,૦૪૩ | ૧૫,૧૪,૪૫૯ |

દર વર્ષના માર્ચની ૩૧મી તારીખની ગણતરી મુજબ ઉપરના આંકડા આપ્યા છે.

### ૫. સિનેમા ફિલ્મો દ્વારા કેળવણી

પ્રજાના મોટા ભાગ ઉપર સિનેમા ફિલ્મોની ખૂબ અસર થાય છે એમ લાગવાથી કેળવણી ખાતા તરફથી હાલ એ ઉદ્યોગને ઘણું ઉત્તેજન મળે છે. ખાતું જાતે ઉપદેશ દેનારી ફિલ્મો ઉતારે છે, અને આખા દેશમાં વહેંચીને કે વેચીને તેનો સારો ફેલાવો કરે છે; અને સામાજિક કેળવણી માટે આ દિશામાં પણ બનતા પ્રયત્નો કરે છે.

૯. વિશેષ બાબતો

ઉપર જણાવેલી બાબતો સિવાય બીજી પણ ઘણી બાબતો સામાજિક કેળવણીમા સારો ફાળો આપે છે પદાર્થસંગ્રહાલયો, પ્રાણીસંગ્રહસ્થાનો, તથા વનસ્પતિવિદ્યા શિખવવા માટેના ઉપવનો, વગેરે બાબતો ઘણી મહત્ત્વની છે જાપાનના રાજકુટુબની માલિકીના તથા બીજા સરકારી ઉપવનોનો લાભ પ્રજા છૂટથી લે છે મુખ્ય સરકાર તથા પ્રાંતિક સરકારો તરફથી પ્રદર્શનો ભરાય છે, અને પ્રજાના જ્ઞાનમા વધારો કરવાના બધા પ્રયત્નો થાય છે પ્રજાની કેળવણી માટે પુસ્તકો તથા નિર્દોષ અને ઉત્સાહ આપે એવો વિનોદ કરવાના સાધનો પૂરા પાડવામા આવે છે લોકોને માટે સારા પુસ્તકો, સિનેમાના ચિત્રપટો, અને ગ્રામોફોનની રેકર્ડોની તપાસ કેળવણી ખાતું રાખે છે, અને પ્રજાને તેની ભલામણ કરે છે

આવા પ્રયત્નો વડે કેળવણી ખાતુ પ્રજાના જીવનમા સસ્કારો ઉતારે છે, અને પ્રજામા સારી વૃત્તિઓ ઉત્પન્ન કરે છે

## પ્રજાના વિચારોનું નિરીક્ષણ અને માર્ગદર્શન કરવા માટેની વ્યવસ્થા

૧. વિચારનિરીક્ષણ વિભાગ

દેશના વિદ્યાર્થીઓના વિચારોના વલણ ઉપર દેખરેખ રાખવા અને તેમનુ માર્ગદર્શન કરવા સને ૧૯૨૯મા કેળવણી ખાતા તરફથી ' વિદ્યાર્થીનિયમન વિભાગ " ખોલવામા આવ્યો હતો, અને તેની અસર વિદ્યાર્થીઓ ઉપર ઘણી સારી થઈ હતી પણ પાછળથી સામ્યવાદ તરફ પ્રજાના વિચારોનુ વલણ ઘણી ઝડપથી થવા માડ્યુ અને વિદ્યાર્થીઓ જ નહિ પરતુ શિક્ષકો અને યુવક



શાળામા કુસ્તીની તાલીમ

મંડળો પણ એ પ્રવાહમાં ઘસડાવા લાગ્યા. વળી કેટલીક સુધારા-ની ચળવળોમાં લોકોનું ધ્યાન દોરાવા લાગ્યું. આ પરિસ્થિતિને પહોંચી વળવા "વિદ્યાર્થીનિયમન વિભાગ" બંધ કરીને ૧૯૩૪ના જુનની પહેલી તારીખે રાજ્ય તરફથી કેળવણી ખાતાનો "વિચાર-નિરીક્ષણ" વિભાગ નામનો એક નવો વિભાગ ખોલવામાં આવ્યો.

શાળાઓમાં અને સામાજિક કેળવણી આપતી સંસ્થાઓમાં વિદ્યાર્થીઓ તથા શિક્ષકોના તથા પ્રજાના વિચારો કેવું વલણ ધરાવે છે તે તપાસ કરવાનો તથા તેના ઉપર દેખરેખ રાખવાનો આ વિભાગનો મુખ્ય ઉદ્દેશ છે; અને એટલા માટે તેમાં ઘણા યોગ્ય અધિકારીઓ રાખવામાં આવ્યા છે. રાષ્ટ્રીય સંસ્કૃતિના સંશોધન વિભાગ સાથે પણ આ વિભાગ સંબંધ ધરાવે છે.

પ્રાથમિક શાળાઓના શિક્ષકો, સાર્વજનિક કે ખાનગી માધ્ય-મિક અને ઉચ્ચ અભ્યાસ કરવાની શાળાઓના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો, અને સામાજિક કેળવણી માટેનાં મંડળોના સભાસદો, એ બધાંમાં ઉચ્ચ વિચારો કેળવવા તથા તેમની ચળવળોને યોગ્ય દિશામાં વાળવા પ્રાંતિક સરકારો તથા શાળાઓનાં સંચાલક મંડળો-ને આ વિભાગ તરફથી ફરજ પાડવામાં આવે છે, અને પોતે પણ ભારે શ્રમ ઉઠાવે છે.

જાપાનની ચેતનવંતી સંસ્કૃતિનું ખરું રહસ્ય લોકોના મન ઉપર ઠસાવવા એક પણ પ્રયત્ન બાકી રાખવામાં આવતો નથી. વળી સાથે સાથે લોકોને સારું અને સંગીન જ્ઞાન પણ આપવામાં આવે છે.

૨. રાષ્ટ્રીય સંસ્કૃતિને લગતો સરકારી સંશોધન વિભાગ

કેળવણી ખાતાના પ્રધાનની દેખરેખ નીચે આ વિભાગ ૧૯૩૨-ના ઓગસ્ટ મહિનામાં ખોલવામાં આવ્યો છે. પ્રજાની સંસ્કૃતિનું

સંશોધન કરી તેનું સંચાલન તથા પ્રચાર કરવા માટે આ વિભાગ ચલાવવામાં આવે છે.

આ વિભાગની જુદી જુદી પ્રવૃત્તિઓ અને શુભ પરિણામોનું નીચે વર્ણન કરવામાં આવ્યું છે—

જુદા જુદા વિભાગના પ્રખ્યાત વિદ્વાનોને આ વિભાગ તરફથી એકઠા કરવામાં આવે છે, અને તેઓ જાપાની પ્રજાના જીવનનો, રહેણીકરણીનો, તથા જાપાનના લોકોની ખાસિયતોનો અભ્યાસ કરી તેને સારા રૂપમાં પ્રજાની સમક્ષ મૂકે છે, અને લોકોના મન ઉપર સારા સંસ્કારોની છાપ પાડે છે. આ વિભાગના અધિકારીઓ, અધ્યાપન શાળાઓ, માધ્યમિક શાળાઓ, અને એવી બીજી ઉંચી પ્રકારની શાળાઓના શિક્ષકોને ભેગા કરે છે, અને તેમના સશોધન કાર્યમા તેમને સલાહ આપે છે.

સામ્યવાદની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માટે જે વિદ્યાર્થીઓને શાળામાથી રજા આપવામા આવી હતી તેઓ જો પોતાના વિચારો બદલવા તૈયાર હોય તો તેમને યોગ્ય સૂચનાઓ આ વિભાગ આપે છે, તથા તેમના વિચારોને સારા કેળવે છે, અને તેમને આ ઉદ્દેશથી જ સ્થાપેલી સસ્થાઓમા દાખલ કરે છે.

## શારીરિક કેળવણી અને શાળા–આરોગ્ય

શારીરિક કેળવણીને માટે શાળાઓમા અપતા વ્યાયામના શિક્ષણ ઉપરાંત 'જુડો' પટ્ટાબાજી, ધનુર્વિદ્યા, અને કુસ્તી જેવી જાપાનની જ વિશેષ કળાઓ અને જુદી જુદી જાતની મરદાની રમતોનો ઘણો સારો પ્રચાર થયો છે

વિદ્યાર્થીઓના આરોગ્યરક્ષણના વિષયમા નીચેની બાબતો ખાસ ધ્યાન ખેંચે છે—શાળાઓને માટે રાખેલા દાક્તરો, દાતના

દાક્તરો, અને પરિચારિકાઓ, બાલોદ્યાનના દાક્તરો; વિદ્યાર્થીઓમા ચેપી રોગોનો અટકાવ, ખુલ્લા મેદાનમા ભરવામા આવતી શાળાઓ, રજાના દિવસો ગાળવાના વિનોદસ્થાનો; વિદ્યાર્થીઓના ખોરાકની તપાસ, અને દર્દી વિદ્યાર્થીઓની તપાસ રાખનારા દાક્તરો.

ઉપર જણાવેલા ઉપાયોની છેલ્લા થોડા વર્ષોમા ઘણી સારી અસર થઈ છે, અને એ ઉપાયો વડે વિદ્યાર્થીઓના શરીરનું બધારણ મજબૂત બનાવવાના પ્રયત્નો થાય છે

શારીરિક કેળવણી અને આરોગ્યરક્ષણ માટે હોકેડો બેટ અને બીજા પ્રાતોમા વિદ્યાર્થીઓના આરોગ્યરક્ષણના નિષ્ણાતો અને શારીરિક કેળવણીના સચાલકો રાખવામા આવે છે વિદ્યાર્થીઓની શારીરિક કેળવણી તથા આરોગ્યરક્ષણ ઉપર દેખરેખ રાખવાનુ તથા દિશા બતાવવાનુ તેમનુ કર્તવ્ય છે વળી કેળવણી ખાતા તરફથી આ વિષયોને માટે, શારીરિક કેળવણી વિભાગ, વિદ્યાર્થીઓના આરોગ્યરક્ષણના નિરીક્ષકો, અને શારીરિક કેળવણી સબધી શોધખોળ કરનારી સસ્થાના નિષ્ણાતો રાખવામા આવે છે

શારીરિક કેળવણી વિભાગ તરફથી રાજધાનીની અને પ્રાતોની શારીરિક કેળવણીની સસ્થાઓ તથા વિદ્યાર્થી આરોગ્યરક્ષણના મડળો ઉપર દેખરેખ રાખવામા આવે છે, અને તેમને યોગ્ય માર્ગે દોરવામા આવે છે

જાપાનની શારીરિક કળવણીનો પ્રચાર કરવાને અને તેને ઉત્તેજન આપવાને ૧૯૩૪ના અક્ટોબર મહિનામા જાપાનમા શારીરિક કેળવણી સબધી શોધખોળ કરનારી સસ્થા ખોલવામા આવી હતી આ સસ્થાઓ શારીરિક કેળવણીની તપાસ રાખે છે તેના પ્રયોગો કરે છે, અને તેમા સૂચનાઓ કરે છે આ સસ્થા ખાસ કરીને શારીરિક કેળવણીના નવા પ્રયોગો કરવામા સારો

પ્રવૃત્તિ કરે છે. આ સંસ્થા કેળવણી ખાતાના પ્રધાનની પ્રત્યક્ષ દેખરેખ નીચે કામ કરે છે.

કેળવણી ખાતામાં વિદ્યાર્થીઓના આરોગ્ય-રક્ષણની તપાસ કરનારી સમિતિ અને શારીરિક કેળવણીની તપાસ કરનારી સમિતિની યોજના ખાસ કરવામાં આવી છે. આ સમિતિઓ કેળવણી ખાતાના પ્રધાને સૂચવેલા મહત્ત્વના પ્રશ્નો ઉપર ચર્ચા કરે છે, અને નવા સુધારા સૂચવે છે.

## શિક્ષણ સંશોધન વિભાગ

જાપાનની કેળવણીની પદ્ધતિમાં સુધારા કરવા માટે ૧૯૩૩ના મે મહિનામાં આ વિભાગ ખોલવામાં આવ્યો છે. સને ૧૮૭૨માં કેળવણી સંબંધી નિબંધ બહાર પાડવામાં આવ્યો ત્યાર પછી દર વર્ષે ક્રમે ક્રમે જાપાનની કેળવણીની પદ્ધતિનો સારો વિકાસ થયો છે; પરંતુ કાળની ગતિ અને સામાજિક પરિસ્થિતિમાં છેલ્લાં ૬૦-૬૫ વર્ષોમાં થયેલા ઝડપી ફેરફારોથી કેળવણીની જુદી જુદી શાખાઓમાં ઘણા સુધારાઓ કરવા પડ્યા છે.

આમ હોવાથી, દેશની પરિસ્થિતિને અનુકૂળ આવે એવી રીતે કેળવણીમાં સુધારા કરવાની ચોક્કસ યોજના આ વિભાગ તૈયાર કરે છે; અને એ માટે હાલની જાપાનની કળવણીની પદ્ધતિની યોગ્ય તપાસ કરે છે, કેળવણીના વિકાસનું અવલોકન કરે છે, અને પરદેશનાં દૃષ્ટાંતોનો કાળજીપૂર્વક અભ્યાસ કરે છે.

આ વિભાગ એક અધ્યક્ષ, બે મંત્રીઓ, ૪ કારકુનો, અને ૨૦ ફાલતું સભાસદો તથા નોકરોનો બનેલો હોય છે, અને તેના કામની વહેંચણી ચાર ભાગમાં કરવામાં આવી છે સર્વસાધારણ બાબતો, સ્વદેશની બાબતો, પરદેશની બાબતો, અને વ્યવહારની બાબતો. વળી આ ઉપરાંત નીચેનાં કાર્યો આ વિભાગમાં કરવામાં આવે છે—

૧. દેશના ખૂણે ખૂણેથી કેળવણીમાં સુધારા કરવા માટે આવતી સૂચનાઓ અને અભિપ્રાયોનો સંગ્રહ અને તેની તપાસ,
૨. હાલની પદ્ધતિ મુજબ કેળવણીની ખરેખરી પરિસ્થિતિની તપાસ,
૩. દેશની કેળવણીના ઇતિહાસની શોધખોળ,
૪. પરદેશોની કેળવણીના ઇતિહાસની શોધખોળ,
૫. કેળવણીની હાલની પદ્ધતિમાં સુધારા કરવા માટેની પ્રવૃત્તિઓ, અને
૬. દેશની પરિસ્થિતિને અનુકૂળ આવે એવી કેળવણીમાં સુધારા કરવાની વ્યવહારુ યોજનાઓ તૈયાર કરવાનું કામ.

## કેળવણી વિષયક પ્રવૃત્તિઓને રક્ષણ અને ઉત્તેજન

જાપાનની સરકાર કેળવણીની સંસ્થાઓને રક્ષણ તથા ઉત્તેજન આપી કેળવણીનો સારો વિકાસ કરે છે. જાપાનના શહેનશાહોએ વારંવાર ફરમાનો બહાર પાડી કેળવણીમાં રસ લેતી વ્યક્તિઓને તથા સંસ્થાઓને ઉત્તેજન આપ્યું છે, ખાસ બક્ષીસો વહેંચી છે, અને જાતે કેળવણીના વિષયમાં સારો રસ લીધો છે.

આવી રીતે અપાતા રક્ષણ અને ઉત્તેજનનો અહેવાલ નીચે આપ્યો છે —

### ૧. ગામડાં, કસ્બા, અને શહેરોને ફરજિયાત કેળવણી માટે આપવામાં આવતી આર્થિક મદદ

ગામડાં, કસ્બા, અને શહેરોને પ્રાથમિક શાળાઓ ફરજિયાત ઉઘાડવી પડે છે અને નિભાવવી પડે છે એ વાત પહેલાં આવી ગઈ છે; પણ વેરો ભરનારાઓ ઉપર બહુ બોજો આવી ન પડે અને

શિક્ષકોને સારો પગાર મળે એટલા માટે એના ખર્ચનો થોડો ભાગ રાજ્યની તિજોરીમાંથી પાડવામાં આવે છે પહેલાં દર વર્ષે ૧,૦૦,૦૦,૦૦૦ યેન જેટલી રકમ એને માટે ખર્ચવામાં આવતી હતી; પણ હાલ તેમાં ઘણો વધારો કરીને ૮,૫૦,૦૦,૦૦૦ યેન ખર્ચવામાં આવે છે, અને આ મદદ આપતી વખતે પૈસાની તંગીવાળાં ગામડાં, કસ્બા, અને શહેરો તરફ ખાસ ધ્યાન આપવામાં આવે છે.

## ૨. શિક્ષકોને જાતપગાર તથા ઘરભાડું

પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, કન્યાઓની ઉચ્ચ શાળાઓ, હુન્નરશાળાઓ, અધ્યાપન શાળાઓ, અંધશાળાઓ, બહેરામૂંગાંની શાળાઓ, અને યુવકશાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓના અધ્યાપકોને લાંબી નોકરી કરવા માટે હોકેટો બેટ અને બીજાં પ્રાંતો તરફથી અમુક પ્રમાણમાં જાતપગાર આપવામાં આવે છે. વળી કેટલાક સંજોગોમાં પ્રાથમિક શાળાના શિક્ષકોને ખાસ વધારાનો જાતપગાર અપાય છે. આ બધા ખર્ચને પહોંચી વળવા માટે દર વર્ષે રાજ્યના અંદાજપત્રકમાં અમુક રકમ મુકરર કરવામાં આવે છે, અને હોકેટો બેટ અને પ્રાંતોને ત્યાંના શિક્ષકોના પ્રમાણમાં એ રકમ વહેંચી આપવામાં આવે છે જો શહેરો, કસ્બા, કે ગામડાંમાં પ્રાથમિક શાળાના શિક્ષકોને રહેઠાણની પણ સગવડ કરી આપવી પડે તો ઉચ્ચતર સાર્વજનિક મંડળો એ ખર્ચમાં ભાગ આપે છે.

## ૩. કેળવણી માટે ખાસ ભંડોળ

કેળવણીનાં જુદાં જુદાં કાર્યો માટે ૧૮૯૯માં ૧,૦૦,૦૦,૦૦૦ યેનની રકમ જુદી કાઢવામાં આવી હતી. હોકેટો બેટ અને પ્રાંતોને ત્યાંના શાળામાં જવા યોગ્ય ઉમ્મરનાં બાળકોના પ્રમાણમાં આ

રકમના વ્યાજમાંથી કેટલોક ભાગ દર વર્ષે વહેંચી આપવામાં આવે-છે, અને બાકીનો ભાગ પ્રાથમિક કેળવણીની સુધારણા અને વિસ્તાર માટે જુદી જુદી બાબતોમાં ખર્ચાય છે. આમ વહેંચણી કરતાં જે રકમ આવે તેમાં હોકેડો બેટ અને પ્રાંતોને વધારાની રકમ ઉમેરવી પડે છે; અને એ કુલ રકમમાંથી પ્રાથમિક શાળાઓ ઉઘાડવાનો તથા તેનાં સાધનો ખરીદવાનો ખર્ચ અથવા પ્રાથમિક શાળાના શિક્ષકોની દવાદારુનો ખર્ચ કરવામાં આવે છે. પ્રાથમિક તથા સામાજિક કેળવણીનો સારો વિકાસ થાય એવી જાતનો બીજો પણ ખર્ચ આમાંથી કરી શકાય છે.

### ૪. હુન્નરની કેળવણી માટે આર્થિક મદદ

દર વર્ષે રાજ્યના અંદાજપત્રકમાં હુન્નરની કેળવણીને ઉત્તેજન આપવા સારુ અમુક રકમ મુકરર કરવામાં આવે છે. આ રકમમાંથી ખાનગી અને સાર્વજનિક હુન્નરશાળાઓને આર્થિક સહાય આપવામાં આવે છે, અને યુવકોની કેળવણીના કાર્યમાં પણ સારી મદદ અપાય છે.

આ ઉપરાંત, હુન્નરશાળાના શિક્ષકો તૈયાર કરવા માટે તથા બીજી હુન્નરશિક્ષણની બાબતો માટે રાજ્યની તિજોરીમાં ખર્ચ પાડવામાં આવે છે.

### ૫. બીજા કેળવણીના રક્ષણના ઉપાયો

આ બધા ઉપરાંત રાજ્ય તરફથી વારંવાર આર્થિક મદદની રકમો કાઢવામાં આવે છે, અને તેનો ઉપયોગ કરવાના માર્ગો પણ સૂચવવામાં આવે છે. વળી ઉચ્ચતર સાર્વજનિક મંડળો નાનાં મંડળોને કેળવણી માટે નિયમિત રીતે અથવા ખાસ પ્રસંગે નાણાંની સહાય આપે છે.

યુવરાજના લગ્ન પ્રસંગે ૧૯૨૪માં જાપાનના શહેનશાહે ખુશ થઈને ગરીબ કુટુંબોનાં બાળકોને શાળામાં જવા ઉત્તેજન મળે એટલા માટે ૧૦,૦૦,૦૦૦ યેનની રકમ બક્ષીસ આપી હતી. હોકેડો બેટ અને પ્રાંતોએ પણ આ બક્ષીસની રકમમાં સારો ફાળો આપીને ઉમેરો કર્યો હતો; અને હજુ પણ તેમાં દર વર્ષે અમુક રકમ ઉમેર્યા જ કરે છે. ૧૯૩૩ના માર્ચ મહિનાની આખરે થયેલી ગણતરી પ્રમાણે એ રકમ હાલ ૩૬,૧૭,૫૯૮ યેન જેટલી થઈ છે; અને દર વર્ષે એનું વ્યાજ લગભગ ૧,૭૬,૪૮૯ યેન જેટલું આવે છે. આ રકમમાં નીચે જણાવ્યા પ્રમાણે રાજ્ય તરફથી પણ રકમ ઉમેરાય છે; અને તે ઉપર જણાવેલા કાર્ય માટે શહેરો, કસ્બા અને ગામડાંને વહેંચી આપવામાં આવે છે.

પ્રાથમિક કેળવણીનો બરાબર ફેલાવો કરવા માટે, ગરીબ માબાપનાં બાળકો પણ શાળામાં નિયમિત હાજરી આપવા પ્રેરાય એ હેતુથી ૧૯૨૮ની સાલથી ૫,૦૦,૦૦૦ યેન જેટલી રકમ આર્થિક સહાય માટે રાજ્યની તિજોરીમાંથી ખર્ચવામાં આવે છે. દરેક પ્રાંત આમાંથી પોતાને ભાગ આવેલી રકમમાં કેટલોક વધારો કરીને ગામડાં, શહેરો, તથા કસ્બાને વહેંચી આપે છે. તેઓ પણ પોતાથી બનતો ઉમેરો એ રકમમાં કરીને ગરીબોનાં બાળકોને પાઠ્યપુસ્તકો, કપડાં, ખોરાક, અને બીજી વસ્તુઓ પૂરી પાડે છે.

આવી પ્રત્યક્ષ નાણાંની મદદ ઉપરાંત કેળવણીને માટે રાજ્ય તરફથી ઘણી સવલતો મળે છે; જેમાંની કેટલીક નીચે બતાવી છે—શાળાઓનાં મકાનના તથા જમીનના બધા વેરા માફ કરવામાં આવ્યા છે, વિદ્યાર્થીઓની તંદુરસ્તી બગડે અથવા તેમનાં મન ઉપર ખરાબ અસર કરે એવાં મકાનો શાળાની નજીકમાં બાંધવા દેવાની તથા એવી જાતની પ્રવૃત્તિઓ ચલાવવાની મનાઈ કરવામાં આવી છે; સરકારી શાળાઓ તથા પુસ્તકાલયોનો આવકજાવકનો

હિસાબ જુદો જ રાખવામાં આવે છે; અને સાર્વજનિક:શાળાઓ, બાલોદ્યાનો, અને પુસ્તકાલયોને પોતાની સ્થિરતા માટે ખાસ અગત્યની મિલકતો વસાવવાની તથા અનામત રકમો રાખવાની સત્તા આપવામાં આવે છે. વળી બીજી સરકારી કચેરીઓ તરફથી પણ બનતી મદદ અને ઉત્તેજન અપાય છે.

સરકારી જમીનો અને ઝાડો પણ કેટલીક વખત સસ્તી કિંમતે અથવા મફત શાળાઓના અધિકારમાં સોંપી દેવાય છે. વિદ્યાર્થીઓ અને શિક્ષકોને રેલ્વેના ભાડામાં પણ રાહત આપવામાં આવે છે. વિદ્યાર્થીઓને લશ્કરની ફરજિયાત તાલીમમાંથી પણ ટૂંક મુદત માટે માફી આપવામાં આવે છે. આગ, રેલ, કે એવાં બીજાં સંકટોથી પાયમાલ થયેલા પ્રદેશોમાં બાળકોને પાઠ્ય-પુસ્તકો અને બીજી લેખનસામગ્રી મફત આપવામાં આવે છે.

કેળવણીનાં કાર્યોમાં સારો ફાળો આપ્યો હોય અથવા આગળ પડતી સેવા બજાવી હોય એવાં ગૃહસ્થોને ખાસ માનચાંદ પણ આપવામાં આવે છે.

## કળા અને વિજ્ઞાનના વિકાસ માટેની પ્રવૃત્તિઓ

જાપાનમાં ફક્ત સારા નાગરિકો પેદા કરીને કેળવણી ખાતુ બેસી રહેતું નથી; પણ કળા અને વિજ્ઞાનનો વિકાસ કરીને દુનિયાની પ્રગતિમાં પણ તે સારો ફાળો આપે છે. એટલા માટે તો વિશ્વવિદ્યાલયો જ્ઞાનની એકે એક શાખાનાં ગૂઢ રહસ્યોનો અભ્યાસ કરે છે, તથા જાપાનની સરકાર વિજ્ઞાન સંબંધી કોઈ પણ આંતર-રાષ્ટ્રીય કાર્યમાં ભાગ લેવા તત્પર રહે છે, તેમ જ બની શકે તો પોતાના પ્રતિનિધિઓ પણ મોકલે છે. વળી ત્યાંનું કેળવણી ખાતું જુદા જુદા દેશોનાં નિવેદનો મંગાવે છે, અને પોતાનું નિવેદન

મોકલી આપે છે, અને પ્રગતિના કાર્યમાં પરદેશો સાથે સહકાર કરે છે.

જાપાનની શોધખોળ સમિતિ અને ભૌગોલિક સમિતિ અને એવી બીજી સમિતિઓ આંતરરાષ્ટ્રીય મહત્ત્વની છે; અને તેઓ હંમેશ પોતાનું કાર્ય કર્યાં કરે છે. આ ઉપરાંત મોટા વિદ્વાનોની બનેલી એક શાહી પરિષદ સંસ્કૃતિ અને જ્ઞાનનો વિકાસ કરવા પ્રયત્ન કરે છે, અને બીજા દેશોની વિજ્ઞાનની સંસ્થાઓ સાથે સહકાર કરે છે. વળી એ વિદ્વાનો એવી પરદેશની સંસ્થાઓના સભાસદો પણ થાય છે.

જાપાનના ઉદ્યોગો અને વિજ્ઞાનમાં શોધખોળ કરનારી પરિષદ વિજ્ઞાનના પ્રયોગો કરે છે; અને જાપાનના સામ્રાજ્યની પ્રગતિ તથા મનુષ્ય જાતની આબાદી માટે તેનો ઉપયોગ કરે છે. વાયુચક્રશાસ્ત્રની વેધશાળા, અક્ષાંશોનું માપ કાઢવાની વેધશાળા, રાજકીય ધરતીકંપ સમિતિ, વ્યોમમાર્ગ સમિતિ, અને એવી બીજી સમિતિઓ અને સંસ્થાઓ આંતરરાષ્ટ્રીય સંશોધન કરે છે.

લલિત કળાઓનો વિકાસ કરવા માટે શાહી લલિતકળા મહાપાઠશાળા ચાલુ કરવામાં આવી છે, અને તે દર વર્ષે ચિત્રો, શિલ્પના નમુનાઓ, અને ઉદ્યોગોની કળામય બનાવટોનું પ્રદર્શન ભરે છે આ પ્રદર્શનોની લગભગ ૨,૦૦,૦૦૦ માણસો દર વખત મુલાકાત લે છે; અને એ રીતે જાપાનમાં કળાનો સારો વિકાસ થાય છે. રાજકીય લલિતકળા મહાપાઠશાળાને અંગે લલિતકળાનું સંશોધન કરનારી એક સંસ્થા ખોલવામાં આવી છે. આ સંસ્થા કળાને લગતા તમામ વિષયોની સર્વગ્રાહી તપાસ અને પ્રયોગો કરે છે.

:

આ ઉપરાંત ઘણાં ખાનગી મંડળો કળા અને વિજ્ઞાનનો વિશેષ અભ્યાસ કરે છે, પ્રદર્શનો ભરે છે, કીમતી નિવેદનો તૈયાર કરે છે, અને બીજાં ઘણાં કાર્યો ઉપાડી લે છે.

દેશની પુરાતન કીમતી વસ્તુઓ અને દૃશ્યો તથા કુદરતી અને ઐતિહાસિક સ્મારકોનું રક્ષણ કરવાનું કાર્ય પણ કેળવણી ખાતું કરે છે; અને એ દિશામાં તેણે કરેલી પ્રગતિનું વર્ણન નીચે આપવામાં આવ્યું છે—

દેશની પુરાતન કીમતી વસ્તુઓનું સંરક્ષણ—પુરાતન વસ્તુઓના સંરક્ષણને લગતા કાયદા મુજબ કેળવણી ખાતાના ધર્મ-સંરક્ષણ વિભાગ ઉપર ઐતિહાસિક અને કળાની દૃષ્ટિએ અમૂલ્ય ગણાતા મકાનો અને બીજી વસ્તુઓનું સંરક્ષણ કરવાની જવાબદારી નાખવામાં આવી છે. પુરાતન વસ્તુઓની સંરક્ષણ સમિતિની સંમતિ મેળવીને કેળવણી ખાતાનો પ્રધાન દેશની કળા અને ઇતિહાસની દૃષ્ટિએ અમૂલ્ય ગણાતી વસ્તુઓનો નિર્ણય કરે છે. વળી કળાના ઉંચા નમુનાઓને પરદેશ જતા અટકાવીને તેનુ રક્ષણ કરવાનો કાયદો ૧૯૩૩માં ઘડવામાં આવ્યો છે. ૧૯૩૫ના જુન મહિનામાં થયેલી તપાસમાં જણાયું હતું કે તે વખતે ૧,૫૬૯ મકાનો અને ૪,૩૫૫ બીજી વસ્તુઓને પ્રજાના કીમતી ખજાના તરીકે ગણવામાં આવી હતી, અને ૨,૦૨૧ પદાર્થોને કળાના ઉંચા નમુનાઓ ગણવામાં આવ્યા હતા.

કુદરતી દૃશ્યો અને બીજાં ઐતિહાસિક તથા કુદરતી સ્મારકોનુ સંરક્ષણ—કુદરતી દૃશ્યો અને બીજાં ઐતિહાસિક તથા કુદરતી સ્મારકોનું સંરક્ષણ કરવાનો કાયદો ઘડવામાં આવ્યો છે, અને એ કાયદો જાપાનના સામ્રાજ્યની કીર્તિ વધારવામાં ઘણી સારી મદદ કરે છે, પ્રજાનો ઉત્સાહ જાગ્રત કરે છે, અને પ્રજામાં

પોતાની જન્મભૂમિને માટે માન ઉત્પન્ન કરે છે વળી તે કુદરતી દુષ્પ્રાપ્ય વસ્તુઓનો નાશ થતો તથા તેને હાનિ થતી અટકાવે છે, અને વૈજ્ઞાનિક પ્રયોગો માટે કીમતી સાધનો પૂરાં પાડે છે.

કુદરતી દશ્યો અને ઐતિહાસિક તથા કુદરતી સ્મારકોનુ રક્ષણ કરવાનો જ આ કાયદાનો ઉદ્દેશ હોવાથી તેમનું સંરક્ષણ થાય એટલા માટે રાજ્યની તિજોરીમાથી આર્થિક મદદો આપવામા આવે છે, તેમની હાલની પરિસ્થિતિમા પરવાનગી સિવાય ફેરફાર કરવાની મનાઈ કરવામા આવે છે, અને તેમનુ સંરક્ષણ કરવામાં આવતી અડચણો દૂર કરવામા આવે છે.

સને ૧૯૩૫ના જુન મહિનામા આવા ૧,૨૪૫ દશ્યો અને સ્મારકો હતા

## કેળવણી પાછળ થતાં ખર્ચ

જાપાનમા ખાસ કરીને કેળવણી ઉપર રાજ્યની જ સત્તા છે, પણ રાજ્યની પરવાનગીથી સ્થાનિક સાર્વજનિક મંડળો અને ખાનગી ગૃહસ્થો તથા સંસ્થાઓને પણ કેટલેક અંશે આ સત્તા આપવામા આવી છે એ વાત પહેલા આવી ગઈ છે આથી કરીને એ ત્રણે ય મળીને કેળવણીનો બધો ખર્ચ ઉપાડી લે છે

પ્રજા જાતે જ ખાનગી રીતે કેળવણી પાછળ કેટલો ખર્ચ ઉપાડી લે છે તેની ગણતરી થઈ શકતી ન હોવાથી નીચેના આકડામા ફક્ત રાજ્ય તથા સાર્વજનિક મંડળો તરફથી થતા ખર્ચની ગણતરી કરવામા આવી છે.

નીચે છેલ્લા પાચ વર્ષના આકડા આપવામા આવ્યા છે –

આ આંકડા ૧૦૦૦ યેનની સંખ્યામાં આપ્યા છે.

| વર્ષ | રાજ્યની તિજોરીમાથી | પ્રાંતો તરફથી | શહેરો તરફથી | કસ્બા અને ગામડાં તરફથી | કુલ | માથાદીઠ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૧,૬૮,૨૮૭ | ૧,૦૨,૯૮૪ | ૮૭,૬૭૦ | ૧,૯૯,૩૪૬ | ૪,૪૬,૬૭૧ | ૬·૦૬ |
| ૧૯૩૧ | ૧,૫૭,૩૨૩ | ૧,૧૧,૫૦૪ | ૭૭,૭૬૫ | ૧,૯૭,૭૨૪ | ૪,૪૪,૭૪૪ | ૬·૦૮ |
| ૧૯૩૦ | ૧,૬૦,૨૩૩ | ૧,૧૫,૯૮૭ | ૮૧,૭૧૪ | ૨,૧૩,૩૩૪ | ૪,૭૦,૭૩૬ | ૭·૦૨ |
| ૧૯૨૯ | ૧,૬૨,૧૭૮ | ૧,૧૮,૭૭૭ | ૯૬,૭૬૬ | ૨,૩૫,૮૯૯ | ૫,૨૨,૨૩૦ | ૮·૩૦ |
| ૧૯૨૮ | ૧,૫૦,૪૯૦ | ૧,૧૭,૫૮૯ | ૧,૦૧,૮૯૪ | ૨,૫૬,૧૩૨ | ૫,૩૬,૪૭૧ | ૮·૬૪ |

ઉપર દરેક હિસાબી વર્ષની આખરના આંકડા આપ્યા છે.

રાજ્યની તિજોરીમાંથી સાર્વજનિક મંડળોને તથા ઉચ્ચતર સાર્વજનિક મંડળો તરફથી નાનાં મંડળોને અપાતી આર્થિક મદદના આંકડા કુલ ખર્ચમાં ગણવામાં આવ્યા નથી. સ્થાનિક કેળવણી ખાતાના વહીવટનો ખર્ચ ઉપરના આંકડામાં ગણવામાં આવ્યો નથી.

૧૯૩૨ની સાલમાં થયેલા ખર્ચનું નીચે મુજબ વર્ગીકરણ કરવામાં આવ્યું છે. ખર્ચના આંકડાઓ ૧૦૦૦ યેનની સંખ્યામ આપ્યા છે.

| | રાજ્યની તિજોરીમાથી | પ્રાંતો તરફથી | શહેરો તરફથી | કસ્બા અને ગામડા તરફથી | કુલ યેન |
|---|---|---|---|---|---|
| પ્રાથમિક શાળાની કેળવણી | ૧,૦૦,૪૮૮ | ૨૭,૬૯૬ | ૭૧,૪૦૮ | ૧,૭૪,૧૮૪ | ૩,૭૩,૭૭૦ |
| માધ્યમિક કેળવણી | ૧,૫૮૪ | ૫૩,૭૬૪ | ૯,૯૭૪ | ૧૬,૨૫૮ | ૮૧,૬૧૦ |
| ઉચ્ચ કેળવણી | ૫૩,૯૫૯ | ૨,૪૨૬ | ૧,૧૧૩ | — | ૫૭,૪૯૮ |
| શિક્ષકોની કેળવણી | ૩,૮૭૩ | ૧૦,૦૭૪ | — | — | ૧૩,૯૪૭ |
| પરચૂરણ કેળવણી | ૩૩૫ | ૯૭૦ | ૧,૪૪૯ | ૫૬૨ | ૩,૩૧૬ |
| બીજા ખર્ચ | ૮,૦૪૮ | ૮,૦૨૪ | ૩,૭૨૭ | ૮,૩૪૨ | ૨૮,૧૪૦ |
| કુલ | ૧,૬૮,૨૮૭ | ૧૦૨,૯૮૪ | ૮૭,૬૪૧ | ૧,૯૯,૩૪૬ | ૫,૫૮,૨૮૮ |

# પરિશિષ્ટ ૧લું

## ધર્મ સંબંધી વ્યવસ્થા

જાપાનમા હાલ ત્રણ મુખ્ય ધર્મો છે બૌદ્ધ ધર્મ, શીન્ટો ધર્મ, અને ખ્રિસ્તી ધર્મ. આ ત્રણે ધર્મોનો રાજ્ય સાથે સંબધ તથા રાજકારણમા તેમનું સ્થાન નક્કી કરવા માટે હાલ જાપાનમા કોઈ ચોક્કસ કાયદાઓ નથી તેથી, એ દરેક સાથે રાજ્યને જુદી જુદી રીતે વર્તવું પડે છે, પણ એમ કરતા રાજ્યવ્યવસ્થાના મૂળ સિદ્ધાતોમા ફેર પડતો નથી, કારણકે જાપાનની હાલની રાજ્યવ્યવસ્થા આ ધર્મો તરફ સરળતાથી વર્તે છે

ખરુ જોતા રાજ્યે સ્વીકારેલા અને કેળવણી ખાતાના ધર્મ-સંરક્ષણ વિભાગના અધિકારમા આવતા મુખ્ય બે જ ધર્મો છે બૌદ્ધ ધર્મ અને શીન્ટો ધર્મ. શીન્ટો ધર્મની શાખાઓને 'કીયોહા' અને બૌદ્ધ ધર્મની શાખાઓને "શુહા" કહે છે પોતાના મતોને વ્યવસ્થિત રીતે વળગીને ચાલનારા ઉપદેશકો તથા તેમના અનુયાયીઓ, અને જેમાથી એમની બધી જ ધાર્મિક પ્રવૃત્તિઓ ઉદ્ભવે છે એવા દેવળો અને ઉપદેશગૃહો, એ બધાના એક વ્યવસ્થિત સમૂહને ધર્મ અથવા સપ્રદાય કહે છે

સાધારણ રીતે આતરિક વ્યવસ્થામા જુદા જુદા સપ્રદાયો પોતે જ પોતાનુ તત્ર ચલાવી લે છે, પરતુ તેમના એ અદરના તત્રનો બહોળો ખ્યાલ આપી શકે એના નિયમો ઘડીને તૈયાર કરવાની તેમને રાજ્ય તરફથી ફરજ પાડવામા આવે છે, અને કેળવણી ખાતાના પ્રધાનની સમતિ એ નિયમો માટે લેવી પડે છે વળી કોઈ નિયમ કાઢી નાખવો હોય અથવા તેમા ફેરફાર કરવો હોય તોપણ એમા એ પ્રધાનની સમતિ મેળવવી પડે છે.

શીન્ટો અથવા બૌદ્ધ ધર્મના કોઈ પણ સંપ્રદાયનું નિયમન કરવા માટે એ સંપ્રદાયના પ્રતિનિધિરૂપ મુખ્ય ધર્માચાર્યની પસંદગી કરીને સરકારી સંમતિ લેવાની ફરજ રાખવામાં આવી છે.

વાસ્તવિક જરૂરિયાતોને ધ્યાનમાં લઈને દરેક સંપ્રદાયનું પોતાનું અંદરનું તંત્ર નિયમિત કરવામાં આવે છે. એ તંત્રમાં નીચેની બાબતોનો સ્પષ્ટ ખુલાસો કરવો પડે છે. મુખ્ય ધર્માચાર્યની સત્તા અને તેનાં કાર્યો, તેની પસંદગી કરવાની પદ્ધતિ, મુખ્ય સમિતિની રચના તથા તેની સત્તા, જુદા જુદા અધિકારીઓનાં કાર્યો, નાણાંની વ્યવસ્થા, દેવળો તથા ઉપદેશગૃહોની વ્યવસ્થા, સ્થાયી ધર્મોપદેશકોની યોગ્યતા, માણસોને સન્માનની પદવી આપવાની અથવા શિક્ષા કરવાની રીત, પ્રચારકાર્ય, કેળવણી, અને એવી બીજી ઘણી પ્રવૃત્તિઓનો એમા સમાવેશ થઈ જાય છે.

દરેક સંપ્રયદાયના અંદરના તંત્ર માટે આવા મુખ્ય કાનુનો ઘડવામાં આવે છે, અને રાજ્ય તરફની દેખરેખ રાખવામાં આ કાનુનો જ ઉપયોગી થઈ પડે છે. એ તો નક્કી જ છે કે મુખ્ય ધર્માચાર્ય આ કાનુનોને અનુસરીને જ પોતાના સપ્રદાયનું તંત્ર ચલાવે છે. આથી શીન્ટો અને બૌદ્ધ ધર્મના જુદા જુદા સંપ્રદાયો ઉપર દેખરેખ રાખવામા કઈ કઈ બાબતોની સરકારને જરૂર પડશે એની સૂચના કરવાનું, એ કાનુનો ઘડાઈને તૈયાર થાય એટલે એની સંમતિ આપવાનું, અને છેવટે એ બધા કાનુનોનો સંતોષકારક અમલ થાય છે કે નહિ તે જોવાનું કામ ફક્ત સરકારને કરવાનું રહે છે.

આમ શીન્ટો અને બૌદ્ધ ધર્મના સંપ્રદાયો ઉપર ફક્ત દેખરેખ રાખવાનું જ કામ સરકાર કરે છે, અને બાકીની પ્રચારકાર્યને લગતી પ્રવૃત્તિઓ ઉપર પ્રાંતોના સુબા દેખરેખ રાખે છે. દાખલા તરીકે કોઈ સપ્રદાયને દેવળ કે ઉપદેશગૃહ બાધવાની જરૂર પડે

તો તેના આચાર્યો સ્થાનિક સુબાની પરવાનગી લઈને બાંધી શકે છે

બૌદ્ધ ધર્મના દેવળો અને બીજાં મકાનો તેમના ઐતિહાસિક મહત્ત્વને લીધે લોકોપયોગી સંસ્થાઓ ગણાય છે, અને તેથી રાજ્યે તેના ઉપર ખાસ દેખરેખ રાખવી પડે છે એવા દેવળની જમીનનો ઉપયોગ, તેમની જમીનના વિસ્તારમા વધઘટ વૃક્ષોનુ સરક્ષણ અથવા નાશ, સ્થાવર મિલકતોની વ્યવસ્થા, દેવળના ખજાનાની વ્યવસ્થા, ઐતિહાસિક પત્રો અને લેખો, મુખ્ય ભડાર, વગેરે બાબતોની સ્થાનિક સુબાને ખાસ દેખરેખ રાખવી પડે છે

શીન્ટો અને બૌદ્ધ ધર્મના સંપ્રદાયોના જેટલું ખ્રિસ્તી ધર્મના સપ્રદાયોને ખાસ મહત્ત્વ આપવામા આવતુ નથી આ ઉપરથી એમ સમજાતું નથી કે રાજ્ય તેના અસ્તિત્વ તરફ સાવ બેદરકાર રહે છે. ફક્ત રાજકારણમા તેનો રાજ્ય સાથે કંઈ સબધ ગણવામા આવતો નથી આથી ફક્ત ખ્રિસ્તી ધર્મના પ્રચારકાર્ય ઉપર જ રાજ્યની દેખરેખ રાખવામા આવે છે એ ધર્મના ઉપદેશકોની પસદગી, દેવળોની સ્થાપના, ઉપદેશ અને ઉપદેશના સ્થળો, અને બીજી એવી બાબતોમા જ સરકાર દેખરેખ રાખે છે.

સાધારણ રીતે શીન્ટો અને બૌદ્ધ ધર્મનુ ઐતિહાસિક રીતે મહત્ત્વનુ સ્થાન ગણાતુ હોવાથી, તેમના ઉપર રાજ્યની દેખરેખ રાખવાની ખાસ વ્યવસ્થા કરવામા આવી છે, અને ખ્રિસ્તી ધર્મ ઉપર તો સામાન્ય નજર રાખવામા જ સરકાર સતોષ માને છે

ધાર્મિક પ્રવૃત્તિઓની બાબતમા શીન્ટો, બૌદ્ધ, કે ખ્રિસ્તી ધર્મ વચ્ચે સરકાર કંઈ પણ ભેદભાવ રાખતી નથી પોતપોતાની ધાર્મિક વિધિઓ કરવામા અને પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કર

વામાં જ્યાંસુધી કોઈ પણ ધર્મ કે સંપ્રદાય દેશની શાંતિમાં ખલેલ ન પહોંચાડે અથવા અનીતિનો ફેલાવો ન કરે ત્યાંસુધી તેમને સાધારણ રીતે પોતાને માર્ગે ચાલવા દેવામાં આવે છે.

જુદા જુદા સંપ્રદાયો તરફથી પોતાના પ્રચાર માટે યોગ્ય ઉપદેશકો તૈયાર કરવા માટે કેળવણીની ઘણી સંસ્થાઓ ચલાવવામાં આવે છે. આ શાળાઓને પણ બીજી બધી કેળવણીની ખાનગી કે સરકારી સંસ્થાઓની માફક કેળવણી ખાતાના પ્રધાનની દેખરેખ નીચે મૂકવામા આવી છે.

સંપ્રદાયો તરફથી ચાલતી બાલગુનેગારોને સુધારનારી શાળાઓ, દવાખાનાંઓ, અને બીજી ધર્માદા સંસ્થાઓ સ્વદેશ ખાતાના પ્રધાનના અધિકારમાં આવી જાય છે; અને એ જ એવી સંસ્થાઓ ઉપર દેખરેખ રાખે છે. ધર્મ સંબંધી વ્યવસ્થાતંત્રમાં એમનુ સ્થાન ગણવામાં આવતું નથી.

શીન્ટો, ખ્રિસ્તી, અને બૌદ્ધ ધર્મને લગતા ૧૯૩૨ની સાલની આખરના આંકડા નીચે આપ્યા છે—

| | ધર્મોપદેશકો | | | બૌદ્ધ મંદિરો | દેવળો અને ઉપદેશગૃહો | અનુયાયીઓ |
|---|---|---|---|---|---|---|
| | પુરુષો | સ્ત્રીઓ | કુલ | | | |
| શીન્ટો ધર્મ (૧૩ સંપ્રદાયો) | ૭૦,૭૯૧ | ૩૧,૭૩૯ | ૧,૦૨,૫૨૯ | — | ૧૪,૭૯૦ | ૧,૬૯,૬૦,૨૭૯ |
| બૌદ્ધ ધર્મ (૫૬ સંપ્રદાયો) | ૧,૫૬,૨૬૪ | ૯,૮૭૨ | ૧,૬૬,૧૩૨ | ૭૧,૩૫૧ | ૭,૨૬૭ | ૪,૧૪,૭૩,૬૫૧ |
| | જાપાની | પરદેશીઓ | કુલ | | | |
| ખ્રિસ્તી ધર્મ | ૨,૦૪૩ | ૧૦૧ | ૨,૧૪૪ | — | ૧,૮૭૨ | ૨,૮૭,૨૯૯ |

બૌદ્ધ ધર્મના ઉપદેશકોમા બીજા સામાન્ય ધર્મગુરુઓની પણ ગણતરી કરવામા આવી છે.

# પરિશિષ્ટ ૨જું

## જાપાનની શાળાઓમાં ચાલતી નીતિવાચનમાળામાંના કેટલાક પાઠોનાં મથાળાં

૧. તમારાં કામ સત્યનિષ્ઠાથી કરો. ૨. તમારી વસ્તુઓ સંભા-ળથી વાપરો. ૩. જાગ્યા ત્યારથી સવાર. ૪. જૂઠું નહિ બોલો. ૫. પ્રમાણિક થાઓ. ૬. પાડોશીઓ સાથે હળીમળીને રહો. ૭. મિત્રો સાથે હળીમળીને રહો. ૮. બીજાને હેરાન કરો નહિ. ૯. મધુરું ઘર. ૧૦. નૂતનવર્ષ મુબારક. ૧૧. કડકડતી ઠંડીમાં પણ નિશાળે જવાનું ચૂકતા નહિ. ૧૨. માબાપને છોકરાં વહાલાં હોય છે. ૧૩. માબાપને માન આપો. ૧૪. માબાપનું કહ્યું માનો. ૧૫. ભાઈ સાથે હળીમળીને રહો. ૧૬. જાપાનના સૈનિકો શહેન-શાહને વફાદાર છે. ૧૭. સારા જાપાની થાઓ. ૧૮. શાળામાં જતાં બાળકો. ૧૯. આપણે વસ્તુઓ સુઘડતાથી રાખવી જોઈએ. ૨૦. આપણે શરીર સાફસુફ રાખવું જોઈએ. ૨૧. મજબૂત શરીર. ૨૨. સારી તંદુરસ્તી મેળવવા માટે તેઓ રમત રમે છે. ૨૩. પિતૃભક્તિ. ૨૪. સગાંસંબંધી. ૨૫. પૂર્વજોને માન આપો. ૨૬. વૃદ્ધને માન આપો. ૨૭. બેદરકારી રાખો નહિ. ૨૮. ધીરજ રાખો. ૨૯. ગ્રામદેવતાને માન આપો. ૩૦. વિદ્યાર્થીઓ શિક્ષકો સાથે મુસાફરીએ જાય છે. ૩૧. ધારાધોરણ પાળો. ૩૨. કુટેવો છોડો. ૩૩. ભૂલની માફી આપો. ૩૪. ખોટું કામ કરો નહિ. ૩૫. બીજાની અડચણ દૂર કરો. ૩૬. નામદાર શહેનશાહ ૩૭. શહેનશાહ જયંતી વિશ્વવિદ્યાલય. ૩૮. વફાદારી. ૩૯. વચન પાળો. ૪૦. કરેલો ઉપકાર ભૂલો નહિ. ૪૧. આપણી શાળા. ૪૨. શિક્ષકોને માન આપો. ૪૩. મહેનતનાં કામ કરો.

૪૪. વિદ્યા. ૪૫. સારી રહેણીકરણી. ૪૬. આણીદયા. ૪૭. ચુંચવાઓ નહિ. ૪૮. ક્ષમા એ શાંતિ અને ચઢતીનું મૂળ છે. ૪૯. હિંમત. ૫૦. તંદુરસ્તી. ૫૧. તંદુરસ્તી એટલે સુખી ઘર. ૫૨. શહેનશાહ મૈજીની જયંતી. ૫૩. જાપાનનો રાષ્ટ્રીય વાવટો-ઊગતો સૂરજ. ૫૪. કાયદાનું રક્ષણ. ૫૫. કરકસર. ૫૬. દાન. ૫૭. આઈસનું મહાન મંદિર. ૫૮. મહાન શીન્ટો મંદિર. ૫૯. ઘોડેસવાર લશ્કરનો ઉપરી અમલદાર. ૬૦. ઘોડેસવાર લશ્કરનો જમાદાર. ૬૧. વફાદારી અને સ્વદેશપ્રેમ. ૬૨. સંપ. ૬૩. સંપ ત્યાં જંપ. ૬૪. પાડોશીઓ. ૬૫. ઘઉંની વાવણી. ૬૬. સાર્વજનિક કાર્યો. ૬૭. નામદાર મહારાણી સાહેબ. ૬૮. નામદાર મહારાણી સાહેબ જાપાનની રેડ ક્રોસ સોસાયટીની મુલાકાત લે છે. ૬૯. ઉગતી પ્રજા એ જીવનનો ઝરો છે. ૭૦. જીવનના ધ્યેયના નિર્ણયની આવશ્યકતા. ૭૧. એક મહાપુરુષનું બાલજીવન. ૭૨. આપણા પ્રયાસ. ૭૩. મિત્રાચારી. ૭૪. દિલોજાન મિત્ર. ૭૫. મિત્રાચારીનું ધ્યેય ઉંચું હોવું જોઈએ. ૭૬. મિત્ર સાથે કેમ બોલવું ? ૭૭. ગાળાગાળીથી થતી હાનિ. ૭૮. જૂઠ. ૭૯. સ્પષ્ટ અને ચોક્કસ વચન. ૮૦. બકબકાટ અને મૌન. ૮૧. જનરલ ગ્રાંટ. ૮૨. વિશ્વાસપાત્ર વચન. ૮૩. વ્યવસ્થા જાળવવી. ૮૪. વસ્તુઓની ગોઠવણ. ૮૫. સોટ્ટરી નોસીનાગા ૮૬. વપરાશ પછી. ૮૭. દિનચર્યા. ૮૮. દૂરનો માર્ગ. ૮૯. ટેવ પાડવાની જરૂર. ૯૦. ખરાબ કહેવત. ૯૧. છેલ્લો વિજય. ૯૨. બેદરકારીનું પરિણામ. ૯૩. પરાજય વખતે. ૯૪ બેદરકાર નહિ રહેવું ૯૫. જીવનનો મહાન શત્રુ. ૯૬. ખોટુ છે એમ ખબર પડે એટલે આપણે. ૯૭. મનન. ૯૮. ફ્રાંકલિન. ૯૯. સરસ પક્ષી શી રીતે બનાવવું ? ૧૦૦. સારી રીતભાત. ૧૦૧. તરવાર બનાવનારા. ૧૦૨. ચીવટ અને જીવન. ૧૦૩. કટોકટીના પ્રસંગે

બળ ટકાવી રાખવું. ૧૦૪. કામ કરવાથી શક્તિ વધે છે. ૧૦૫. પરાશ્રયથી હાનિ. ૧૦૬. આત્મપરીક્ષા. ૧૦૭. દંભ. ૧૦૮ ભોળપણ. ૧૦૯. માણસની નજરમાં. ૧૧૦ દેખાવ કરવાથી અળગા રહેવું. ૧૧૧. સ્વસ્થતા. ૧૧૨. એડમિરલ ટોગોના હસ્તાક્ષર. ૧૧૩. ગુસ્સાથી થતું નુકસાન. ૧૧૪. ગુસ્સો ન થાય તેવી ટેવ પાડો. ૧૧૫ નિરર્થક ગુસ્સો. ૧૧૬. સાર્થક ગુસ્સો ૧૧૭. અજ્ઞાત. ૧૧૮ તંદુરસ્તીની લહાણુ. ૧૧૯. તંદુરસ્તી અને જીવન. ૧૨૦. તંદુરસ્તીના રક્ષકો. ૧૨૧. તદુરસ્તી અને સૌંદર્ય. ૧૨૨. હૃદયની શાંતિ. ૧૨૩. મોજમજામાં તણાઈ જાઓ નહિ. ૧૨૪ વખત એ જિંદગીનો વિભાગ છે. ૧૨૫. શહેનશાહ મૈજીનો મહાન સદ્ગુણ. ૧૨૬. શહેનશાહ મૈજીનાં પ્રજાકલ્યાણનાં કાર્યો. ૧૨૭. રાષ્ટ્રવાદ અને યુરોપીયવાદ ૧૨૮. કેળવણીનો શાહી ઢંઢેરો અને પૂર્વજોનો રાષ્ટ્રીય સદાચાર. ૧૨૯. સદ્ગુણ.

